## સંક્ષિપ્ત

# કચ્છી-ગુજરાતી શબ્દકોશ



દુલેરાય કારાણી

**Sankshipta**

Kutchi-Gujrati Shabda Kosh

Dulerai Karani : Ahmedabad-14



કચ્છડો ખેલે ખલક મેં, મહાસાગર મેં મચ્છ,
જિત હિકડો કચ્છી વસે, ઉતે અસાંજો કચ્છ.



**પ્રથમ આવૃત્તિ : ૧૯૮૨**

**પ્રત : ૨૦૦૦**





**કિંમત રૂ. ૨૦=૦૦**



**પ્રકાશક :**

**અખિલ કચ્છ સંમેલન**

૬૦, ગાથા બિલ્ડિંગ,

૧૦૭, મસ્જિદ બંદર રોડ,

**મુંબઈ-૪૦૦ ૦૦૩.**



**મુદ્રક :**

**રાકેશ કે. દેસાઈ,**

ચંદ્રિકા પ્રિન્ટરી,

મિરઝાપુર રોડ,

**અમદાવાદ-૩૮૦ ૦૦૧.**

# અખિલ કચ્છ સંમેલન

## સમિતિનાં નામોની નામાવલી

### પ્રમુખ

શ્રી પ્રવીણચન્દ્ર શિવજી શાહ

### ટ્રસ્ટીઓ

શ્રી લીલાધર પાસુભાઈ શાહ
,, મનુભાઈ બીમાણી
,, દેવચંદ રવજી ગાલા
,, ભૂરાલાલ રવજી
,, લધાભાઈ વિશ્રામ પટેલ

### ઉપ પ્રમુખો

શ્રી ફકીર મહમ્મદ હાજી શિવાણી
,, પદમશી શામજી શાહ
,, વીરચંદ કુંવરજી કોરાણી

### માનદ મંત્રીઓ

શ્રી નાનાલાલ એમ. વસા
,, મોરારજી માવજી હાવડિયા
,, ચાંપશી હરશી તુંબડીવાલા
,, શશિકાન્ત આર. કોટક

### ખજાનચી

શ્રી પોપટલાલ ભારમલ શાહ
,, રાયચંદ ઉમરશી શાહ

### કારોબારી સભ્યો

શ્રી સુંદરજી રતનશી ગાલા
,, વીરજીભાઈ શાહ ભચાઉવાલા
,, તુલસીદાસ આર. ચગુઆ
,, મેરામણજી જાડેજા
,, હીરજી વેલજી સતરા
,, ચરણદાસ પ્રેમજી જોષી
,, નયન કુંવરજી ગડા
,, એમ. જે. રાજાણી
,, જેઠાલાલ મૂળજી છેડા
,, સુરેન્દ્રરાય એમ. અંતાણી
,, ગોવિંદજી જીવરાજ લોડાયા
,, નરેન્દ્ર આર. ઠક્કર
,, વસંતલાલ વી. ભાનુશાળી
,, સુરેન્દ્ર એ. છેડા
,, રવી એચ. કોઠારી.
,, દેવચંદ એલ. ગાલા

### કાર્યાલય મંત્રી

શ્રી જીવન છેડા [કોડાય]

૬૦, માધવ બિલ્ડિંગ, ૧૦૮, મસ્જિદ બંદર રોડ, મુંબઈ-૪૦૦ ૦૦૩

## શબ્દોના સંક્ષેપની સમજ

ન. = નરજાતિ, ના. = નારીજાતિ, વિ. = વિશેષણ, સ. = સર્વનામ, અ. = અવ્યય, ક્રિ. = ક્રિયાપદ, ન. બ. = નરજાતિ બહુવચન ના. બ. = નારીજાતિ બહુવચન, ક્રિ. આ. = ક્રિયાપદ આજ્ઞાર્થ, ક્રિ. વ. = ક્રિયાપદ વર્તમાન કાળ, ક્રિ. ભૂ. = ક્રિયાપદ ભૂતકાળ.

## આવશ્યક મુદ્રણ સુધારણા

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | છેલ્લી–કૉલમ–૨ | ગલ | ગયેલ |
| ૬૩ | છેલ્લેથી–ત્રીજી–કૉલમ–૧ | ઘેટકો | ઘેડકો |
| ૬૭ | ૧૦–કૉલમ–૨ | ચાંચી | ચાંચી |
| ૭૩ | ૨૦–કૉલમ–૧ | છડીધલ | છડીંધલ |
| ૧૨૨ | ૩–કૉલમ–૧ | નાનીગો | નામગો |

# પ્રવેશક

એક શબ્દ કોશના સંપાદન જેવું મહાભારત કાર્ય એકલે હાથે પાર પાડવું અશક્ય હોવા છતાં હાલમાં તેની અનિવાર્ય આવશ્યકતા હોવાના કારણે આ વિકટ કાર્યને પહોંચી વળવાની ધૃષ્ટતા કરી રહ્યો છું એમ જ મને તો લાગે છે. મારું આ કાર્ય અનધિકાર ચેષ્ટા છે કે કેમ તે પણ સમજી શકાતું નથી.

એક નાનો માણસ જ્યારે કોઈ મોટું કામ હાથ પર લે છે ત્યારે તેની જે સ્થિતિ હોય છે એ જ સ્થિતિ આજે આ લેખકની છે.

શબ્દ કોશ જેવા વિરાટ કાર્યને સાંગોપાંગ પાર પાડવા [illegible] તો તે ભાષાના નિષ્ણાતો અને વિદ્વાન સાહિત્યકારોની એક [illegible]તિ નીમવી જોઈએ. 'બાર ગાઉએ બોલી બદલાય,' એ લોકોક્તિ [illegible]માં લઈને જુદા જુદા વિભાગોની બદલાતી બોલીઓથી વાકેફ એવા જાણકારોની આ સમિતિ હોવી જોઈએ.

[illegible]દગીભર કચ્છી બોલી : બાળપણની બોલીના પરિચયમાં રહેવા છતાં હાલમાં તો કચ્છથી અને કચ્છી બોલીથી પણ સ્થૂલ દૃષ્ટિએ તો અલગ પડી ગયો છું. અહીં ગુજરાતમાં–અમદાવાદમાં ભાગ્યે જ કોઈ [illegible] સાંભળવા મળે છે. આમ છતાં કોઈવાર રસ્તે ચાલતાં કોઈ અજાણ્યા ભાઈ–બહેનના મુખમાંથી બહાર પડતા કચ્છી બોલ કોઈવાર અચાનક કાને આવી પડે છે ત્યારે તે સાંભળીને આત્મા પ્રફુલ્લ બની જાય છે.

**બોલ બોલ મથા, ફુલભાન થે જે થીએ મન,**
**જડું અચે કન, કચ્છ બાર બોલી કચ્છ જી.**

બાળપણની બોલી પ્રત્યેના પ્રેમનું આ પરિણામ છે. આજે કચ્છ વતનથી ભલે અલગ પડી રહ્યો છું પણ મારો અંતરાત્મા તો કચ્છડાનાં

ચરણોમાં આળોટી રહ્યો છે. બાબાણી બોલી અર્થાત્ કચ્છી ભાષા મારી રગરગમાં રમી રહી છે. મારી રગોમાં કચ્છી ભાષાનો પ્રવાહ વહ્યા કરે છે. આ પ્રવાહ સુકાઈ જશે ત્યારે કદાચ મારું અસ્તિત્વ પણ નહિ હોય. કચ્છી ભાષાની ચાહનાને લીધે જ શબ્દ કોશનું આ દુર્ઘટ કાર્ય હાથમાં લેવાની હિંમત કરી છે.

ગુજરાતી ભાષાનો 'સાર્થ જોડણી કોશ', જેને મહાત્મા ગાંધીના આશીર્વાદ પ્રાપ્ત થયા છે એ કોશ પણ કેટકેટલી કસોટીઓમાંથી પસાર થઈને આજની સ્થિતિ પર આવ્યો છે તેની તો કલ્પના કરવી પણ મુશ્કેલ છે.

સૌથી પ્રથમ ગુજરાતી શબ્દ કોશ તૈયાર કરવા માટે કવિ નર્મદાશંકરે કમર કસી લીધી. અપાર જહેમતને અંતે ઈ. સ. ૧૮૭૩માં 'નર્મકોશ'નું વિકટ કાર્ય એમણે પૂરું કર્યું. આજના 'સાર્થ જોડણી કોશ'ના પાયામાં કવિ નર્મદાશંકર લાલશંકરનો આ નર્મકોશ છે.

'સાર્થ જોડણી કોશ'ના મુખ્ય સંપાદક શ્રી મગનભાઈ દેસાઈ, એ કોશની પ્રસ્તાવનામાં જણાવે છે કે: "જેમ જેમ આપણી ભાષા ઉત્તરોત્તર ખીલતી જશે તેમ તેમ તેમાં નવા શબ્દો ઉમેરાશે, તે નવા નવા બનશે, ચાલુ હશે તેમાં નવા અર્થો ઉમેરાતા જશે અને બહારનાં અનેક સ્થાનો તેમજ લોકો પાસેથી લઈને ય આપણે અપનાવવા લાગીશું. નવજીવન પામતી પરાક્રમ પરાયણ પ્રજા એમ જ વર્તે તે અર્થે અનેક ભાષા પ્રેમી વિદ્વાનો પોતાના વાચન, અધ્યયન અને અધ્યાપનમાં આવતા ગ્રંથો અંગે ધ્યાન રાખીને તેમાંના શબ્દો શોધવામાં મદદ કરે તો આ મોટા કામને સહેલાઈથી અને અમુક સમયમાં પહોંચી વળી શકાય."

શ્રી મગનભાઈના આ શબ્દો આપણા અંતરમાં નવા ઉત્સાહનું સિંચન કરે છે. આપણે પણ આશા રાખીએ કે આપણો કચ્છી શબ્દ કોશ પણ એક દિવસ આ રીતે સાંગોપાંગ સર્વાંગ સંપૂર્ણ તૈયાર થઈ જશે.

'સાર્થ જોડણી કોશ'ની, શરૂઆતમાં માત્ર ૩૭૩ પાનાની પહેલી આવૃત્તિની માત્ર ૫૦૦ નકલો ઈ. સ. ૧૯૨૯માં છપાઈ હતી. ત્યાર પછી દરેક આવૃત્તિમાં સુધારા વધારા થતા ગયા, અને ઈ. સ. ૧૯૬૭માં પાંચમી આવૃત્તિની ૨૫,૦૦૦ નકલો છપાઈ.

આ ઉપરથી સહેજે સમજી શકાશે કે એક શબ્દ કોશને પૂરેપૂરો તૈયાર કરવામાં કેટલી જહેમતની અને કેટલા સમયની જરૂર પડે છે.

ગુજરાતી શબ્દ કોશ તો એક મહાસાગર છે. એના પ્રમાણમાં કચ્છી શબ્દ કોશ એક સરોવર કરતાં પણ કમ કહેવાય. ધનુષ ટૂંકું હોય તેમ તીર જોરદાર છૂટે તેમ કચ્છી ભાષાનો શબ્દ ભંડોળ ભલે નાનો હોય પણ તેના શબ્દોની શક્તિ ઘણી વધારે છે. આ શક્તિને બહાર લાવવા માટે તેના સુયોગ્ય શબ્દકોશની પ્રથમ જરૂર છે.

કચ્છી ભાષા એક સ્વતંત્ર ભાષા નથી. ભારતની સ્વતંત્ર ભાષા તો એક સંસ્કૃત ભાષા જ છે. હિંદની તમામ ભાષાઓએ સંસ્કૃત ભાષાનો આશરો લીધો છે. આ બધી ભાષાઓમાં એક-બીજી ભાષાઓના શબ્દોનો શંભુ મેળો છે. પ્રત્યેક ભાષામાં સંસ્કૃત ભાષાના શબ્દો પુષ્કળ પ્રમાણમાં છે. સંસ્કૃત ભાષા એક મહાન વટ વૃક્ષ છે. બીજી ભાષાઓ એની શાખારૂપ છે.

ભાષા કો શાખા કહત, સંસ્કૃત કો મૂલ,
મૂલ ધૂલ મેં રહત હૈ, શાખા મેં ફલ ફૂલ.

આ બધી શાખાઓ આજે નવપલ્લવિત પ્રફુલ્લ બની છે. કચ્છી ભાષા પણ આજે પ્રગતિના પંથે છે. સિંધી અને કચ્છી ભાષાનું બંધારણ લગભગ એકસરખું છે. કચ્છી અને સિંધીને નાની-મોટી બહેનો જ ગણી શકાય. સિંધી ભાષા સંસ્કૃત સાથે અરબ્બી અને ફારસી શબ્દો લઈને સમૃદ્ધ બની છે. કચ્છી ભાષામાં અરબ્બી અને ફારસી શબ્દોનું પ્રમાણ ઓછું છે. આમ છતાં એનું મહત્ત્વ ઓછું થતું નથી.

આજથી બે સદીના સમય પર ગુજરાતના મહા કવિ દયારામે

ભારતની બાર ભાષાઓને પસંદગી આપેલી. આ બાર ભાષાઓનું કવિ દયારામે એક નાનકડું કાવ્ય પણ રચેલું. એમાં ભારતની મુખ્ય ભાષાઓ તરીકે એમણે કચ્છી, પંજાબી, ફારસી, ઉર્દૂ, તેલુગુ, દ્રાવિડી, હિંદી, ગુજરાતી, મરાઠી, સંસ્કૃત, પૂરબી અને મારવાડી એ બાર ભાષાઓને અગ્રસ્થાન આપેલું. તેમાં કચ્છી ભાષાને સૌથી પ્રથમ યાદ કરી છે. આ કાવ્યની પ્રત્યેક લીટીમાં એક એક ભાષાનું નામ આપવામાં આવેલ છે. એ કાવ્ય નીચે પ્રમાણે છે :

| | |
|---|---|
| ગિરધર મૂંજો પ્રાણ, | (કચ્છી) |
| તું હી શામલ કા પ્યારા, | (પંજાબી) |
| માદર પિદર બિરાદર, | (ફારસી) |
| દુશ્મન ખલક બિસારા, | (ઉર્દૂ) |
| માય મની બિનીશુ, | (તેલુગુ) |
| સ્વામી ઈંક દારા, | (દ્રાવિડી) |
| જાની જિય કી પીર, | (હિંદી) |
| મનોરથ પૂર્યા મારા. | (ગુજરાતી) |
| હરિન કૌ ફોરસા યા પ્રેમ, | (મરાઠી) |
| ત્વમેવ સ્વામી નિરંતર, | (સંસ્કૃત) |
| નંદ મહેર કે પુત્વા 'દયા' પ્રભુ, | (પૂરબી) |
| થાં કી દાસી માં કે કાંઈ ડર ? | (મારવાડી) |

—ભક્ત કવિ દયારામ (ઈ. સ. ૧૭૭૭ થી ૧૮૫૩)

કવિ દયારામે કચ્છી ભાષાની આ કિંમત આંકી છે, પણ આજે આ વાત ભાગ્યે જ કોઈ જાણે છે.

આજથી અર્ધી સદીના સમય પર આપણા રાષ્ટ્રીય શાયર શ્રી ઝવેરચંદ મેઘાણીજીને કચ્છી ભાષાનું મૂલ્ય સમજાયું અને એમણે તા. ૧૯-૩-૩૬ ના 'જન્મભૂમિ'માં 'કલમ કિતાબ'ની લેખમાળામાં

'કચ્છી વાણીની તાકાત' એ શીર્ષક નીચે, નિમ્ન લિખિત આલેખન કર્યું છે :

'કચ્છી બોલીની અંદર ત્યાંના લોક-સાહિત્યમાં, એની ગીત-કથાઓમાં, કહેવતોમાં, ટુચકાઓમાં, એની કટાક્ષ વાણીમાં, કથાઓમાં, સુભાષિતોમાં સર્વમાં જે ચોટદાર, માર્મિક, અલ્પાક્ષરી વાણીપાટવ છે તેની પાછળ ભૂમિકા છે – ત્યાંના રણવાસી, પહાડવાસી, સાગરવાસી સાહસચર ભૂતકાલીન પ્રજા જીવનની.'

આ કચ્છી ભાષા આજકાલની નથી, હજાર વરસ પહેલાંની છે. કચ્છના પ્રતાપી રાજવી જામ લાખા ફુલાણીથી આગળના સમય-માં પણ કચ્છી ભાષા પ્રચલિત હતી, તેની જુના દુહા સાક્ષી પૂરે છે.

જામ લાખો ફુલાણી અણહિલપુર પાટણના રાજા મૂળરાજ સોલંકી સાથે લડતાં સૌરાષ્ટ્રના આટકોટ પાસે કામ આવી ગયો હતો. કચ્છ પ્રત્યેના એના પ્રેમનો અને એની શૂરવીરતાનો એક જુનો દુહો કચ્છી ભાષામાં છે—

> લાખો ચેતો બેલિયા, મું કે કચ્છે ડીજા ડાધ,
> માન ઉબરકી ઉથિયાં, સુણી સિંધૂ રાગ.

અર્થાત્ – લાખો કહે છે : બેલીડા, મારો અગ્નિદાહ તમે કચ્છમાં કરજો ! ત્યાં સિંધૂડો ગાજતો સાંભળીને હું કદાચ જાગી ઊઠું !

આ દુહાની રચના લાખા ફુલાણીના મૃત્યુ બાદ તરત અથવા અમુક સમય પછી કોઈ કવિએ ભલે કરી હોય પણ એ સમયમાં કચ્છી ભાષા જીવંત હતી એમ સમજી શકાય છે. લાખા ફુલાણીના સમયના આવા અનેક ઐતિહાસિક કચ્છી દુહા આજે કચ્છના લોક સાહિત્યમાં મોજૂદ છે.

હજાર વરસ પછી પણ આ કચ્છી ભાષા આજે કાયમ રહી છે, એનું કારણ છે – એ વાણીની તાકાત.

કચ્છી ભાષાની લેખન – શુદ્ધિ માટે આજ લગી કોઈ સર્વ માન્ય નિર્ણય થયો નથી.

અરબ્બી, ફારસી, હિંદી, સિંધી વગેરે ભાષાઓના ઉચ્ચારોની સ્પષ્ટતા માટે તે તે ભાષાના લેખકો અને સાક્ષરોએ પોતપોતાની લિપિ માટે સુયોગ્ય ચિહ્નોની વ્યવસ્થા કરી છે. અરબ્બી–ફારસીના ઉચ્ચારોની ચોખવટ માટે જેર–જબર વગેરે નિશાનીઓ મુકરર કરવામાં આવી છે. સિંધી ભાષા આજકાલ દેવનાગરીમાં પણ લખાવા લાગી છે. એ ભાષાના ઉચ્ચારોની સમજ માટે દેવ નાગરી લિપિમાં પણ જુદી જુદી નિશાનીઓ મૂકવામાં આવે છે. હિંદીને માટે પણ એવું જ કંઈક છે.

સિંધી ભાષાએ અરબ્બી મૂળાક્ષરોનો અને હવે દેવનાગરીનો આશરો લીધો જ્યારે કચ્છી ભાષાએ ગુજરાતી મૂળાક્ષરોને જ અપનાવી લીધા છે. કચ્છનું તમામ કામકાજ ગુજરાતી ભાષામાં જ ચાલે છે. પણ કચ્છી ભાષાનો વિકાસ સાધવો હોય તો એ ભાષાને વ્યાવહારિક સ્વરૂપ આપવું જોઈએ. કાગળ–પત્ર, નામાં–ઠામાં વગેરેમાં કચ્છી ભાષાને સ્થાન આપવું જોઈએ. કચ્છી ભાષા હાલમાં સંસ્કૃતની માફક કવિતામાં જ બંધાઈ રહી છે, તેને બદલે તેને વિશાળ ક્ષેત્રમાં વ્યાપક રૂપ આપવાની જરૂર છે, જે સરકારી સહકાર વિના શકય નથી.

હાલમાં ભાષાઓ વિકાસના પંથે આગે કૂચ કરી રહી છે ત્યારે કચ્છી ભાષાનો પ્રશ્ન પણ વિચારવા જેવો બની જાય છે.

ગુજરાતી ભાષાની લિપિમાં જે અક્ષરોનો ઉપયોગ નહિવત્ છે, એવા અક્ષરોનો ઉપયોગ કચ્છી ભાષા માટે જરૂરી છે. એવા અક્ષરો બે છે. એક ઙ અને બીજો ઞ.

મુઙ (મગ) અઙણુ (આંગણું) એ રીતે ઙ અક્ષરનો ઉપયોગ બીજા પણ ઘણા શબ્દોમાં થાય છે.

વિઞણું (જવું) પિઞણું (પીંજવું) એ પ્રમાણે આ ઞ અક્ષરનો પણ અનેક શબ્દોમાં ઉપયોગ થાય છે.

કચ્છી ભાષાના ઉચ્ચારોની આ એક વિશિષ્ટતા છે.

ગ અક્ષરનો ઉચ્ચાર પણ જુદી જુદી રીતે થાય છે.

ગ ની નીચે ટપકું મૂકવાથી એનો ઉચ્ચાર તદ્દન હળવો બની જાય છે.

ગારો (કાદવ) ગ઼ારો (દાણાની મૂઠી ઘંટીમાં નાખવાની).

એ જ રીતે જ અક્ષર પણ બે રીતે બોલાય છે. ગજે તો (ગાજે છે) ભજ઼ે તો (ભાગે છે)

ડ અને ડ઼ વચ્ચેનો તફાવત તો પ્રચલિત છે.

ડાઢી (દાઢી) ડ઼ાઢી (દાઢી)

કચ્છી ભાષામાં હ્રસ્વ ઇ નો ઉચ્ચાર ટૂંકો થાય છે. દા. ત. ભિત, જિત, તિત વગેરે.

હ્રસ્વ ઉનો પણ એ જ રીતે ટૂંકો ઉચ્ચાર થાય છે. દા. ત. શુક, મુક, કુક, જુક વગેરે.

વ્યો અને વેઓ, થ્યો અને થેઓ, એ બંને ચાલી શકે.

હવે વિઈ (ગઈ) અને વઈ (વડી) એવા પ્રકારના ઉચ્ચારને સ્પષ્ટ કરવાની જરૂર છે. અને માટે વિઈના વિ નીચે નાનો ડેશ કે એવું કંઈક મૂકવાથી એના ઉચ્ચારની મૂંઝવણ દૂર થશે.

બીજી એક આવશ્યક વાત. આપણા કેટલાક સાહિત્યકારો કચ્છી ઉચ્ચારોમાંથી દ અને શ ને દૂર રાખવા માગે છે. આ વાત ઠીક નથી. આપણે આપણી ભાષાનો વિકાસ સાધવા માટે નવી હવા અંદર આવવા દેવી જોઈએ. બહારનું જેટલું લઈ શકાય તેટલું લઈ લેવું જોઈએ. દા. ત., દૂર દૂર અને દયા. આ શબ્દોના સ્થાને આપણે ડૂર ડૂર અને ડયાનો ઉપયોગ કરશું તો આપણી ભાષામાં સુંદરતા અને સભ્યતામાં ઊણપ આવશે. એટલે જરૂરી સ્થાને દ નો ઉપયોગ કરવામાં કશું નુકસાન નથી.

એવું જ છે શ નું. કચ્છી બોલીમાં 'માશા અલ્લા' શબ્દ વપરાય છે. એને બદલે આપણુ 'માસા અલ્લા' કહીશું તો મૂળ તત્વમાં ક્ષતિ આવી જશે.

જરૂર પડે ત્યારે ળ ના ઉપયોગ કરવામાં પણ કશો વાંધો નથી. 'કાળ ભગવાન' ને બદલે 'કાર ભગવાન' કહીશું તો એનું અસલ જોમ ભાંગી પડશે.

કચ્છી શબ્દોના લેખનનું બંધારણ ચોક્કસ કરવા તેના જાણકારોની સમિતિ વિચારપૂર્વક એક નિર્ણય કરે તો તે નિર્ણય સર્વ માન્ય થઈ જાય.

કચ્છી ભાષામાં સાંકડા અને પહોળા ઉચ્ચાર પણ મોટો ભાગ ભજવે છે. અક્ષર પરની સવળી માત્રા અવળી થતાં આખો અર્થ બદલી જાય છે. દાખલા તરીકે સો એટલે સાંભળ્યું અને સો એટલે ૧૦૦. સેર એટલે તોલ-માપનો શેર અને સેર એટલે શહેર. એ જ રીતે સોરો એટલે સોળ અને માત્રાઓ બદલી જતાં સોરો એટલે સસરો.

આ પ્રકારના સાંકડા અને પહોળા ઉચ્ચારના શબ્દો ને આ શબ્દકોશમાં જુદા પાડવામાં આવ્યા છે.

શુદ્ધ જાડેજી કચ્છીના ઉચ્ચારોમાં જ અને ગ એ બે અક્ષરોના જુદા પડતા ઉચ્ચારોનો ભેદ પણ સમજવા જેવો છે. બદલતા ઉચ્ચારના અક્ષર નીચે ટપકું મૂકતાં ઉચ્ચારનો ફેર સહજ સમજી શકાશે.

જમ અને જમાર. (જિંદગી) એમાં જમાર શબ્દ ના જ નો હળવો ઉચ્ચાર થાય છે.

આ ઉભય જ ના જુદા જુદા ઉચ્ચારોવાળા શબ્દોને પણ આ કોશમાં જુદા પાડવામાં આવેલ છે.

કચ્છી ભાષાના આ સંક્ષિપ્ત શબ્દકોશને જેમ બને તેમ સંક્ષિપ્ત સ્વરૂપ આપવામાં આવેલ છે. ખાસ કરીને કચ્છી શબ્દો

જ એમાં આવે એવી દૃષ્ટિ રાખવામાં આવી છે. એટલે દરેક હજાર શબ્દોનો આ કોશમાં સમાવેશ કરવામાં આવ્યો છે. કચ્છી ભાષામાં વપરાતા ગુજરાતી શબ્દો લઈએ તો હજારોની સંખ્યામાં શબ્દો વધી જાય.

ટૂંકમાં ઘણું કહી શકે એવી કચ્છી ભાષામાં તાકાત છે. એટલે જ શ્રી મેઘાણીજી એને અલ્પાક્ષરીનું નામ આપે છે. આ કથન યથાર્થ છે. કચ્છી ભાષા અલ્પાક્ષરી પણ છે, એકાક્ષરી પણ છે. એક એક અક્ષરના અનેક શબ્દો કચ્છી ભાષામાં મોજૂદ છે. આ એકાક્ષરીનું એક રમૂજી ઉદાહરણ અત્રે રજૂ કરવાનું મન થઈ જાય છે. એક ભાઈ સવાલ કરે છે બીજો તેના બધા સવાલોનો જવાબ એક એક અક્ષરમાં આપે છે—

કુરપાર સા ! ત ચેં : 'કોં'
વિઠા અયોં ? ત ચેં : 'ભોં'
ગાલ થાં, ત ચેં : 'ચોં'
ઘરેં ધીણું કુરો આય ? ત ચેં : 'ગોં'
ગોં કે મેડ કેર ? ત ચેં : 'નોં'
ગોં મેં ખીર કિતરા સેર ? ત ચેં : 'કોં'
કોરીયું કિતરીયું ડિનાં ? ત ચેં : 'સોં'
ત તાં ખટયા ભલા !
ત ચેં : 'ભા ભૈ ભા !'

આ છે કચ્છી ભાષાની એકાક્ષરીની રમૂજ !

આજે આ પ્રસંગે કચ્છી ભાષાની શબ્દ શક્તિનો પણ કંઈક પરિચય આપવાની ઇચ્છા રોકી શકતો નથી.

આજના સમાજવાદની જે ફરિયાદ છે તે જ ફરિયાદ આજથી સો બસો વરસ પહેલાંના જૂના જમાનાના કોઈ કવિએ કેવી સિફતથી રજૂ કરી છે !

ઊભા કમાઈ વિઠે લા,
વિઠા કમાઈ સુતેં લા,
ને સુતા કમાઈ કુતેં લા.

ધનવાનોના વેડફાતા ધન પર કવિએ કેવો સખત પ્રહાર કર્યો છે !

કચ્છી ભાષાની પિરોલીઓ પણ આપણને ચકિત કરી દે એવી છે. સફેદ વાંકડી મૂછો વાળા એક પીઢ પુરુષને વીંગાબેર ગામે જતો જોઈને લોક કવિએ ધોળી મૂછો પર કેવી સુંદર રચના કરી છે !

**પેલાં હુઈયું ન પધારીયું, પોય પૈધા થીયું,**
**વિજી વરાકા વિંગરીયું, વીંગાબેર તે વઈયું,**
**કચો રંગ છડે કરે, પકે રંગ તેં પઈયું,**
**ઉભીયું ઐં અણિયારીયું, ઈ નારીયું કઈયું ?**

રાજ નગરીનો એક પ્રસંગ આખા દેશ પર અસર કરે છે એ વાત રજૂ કરવામાં લોક કવિએ કમાલ કરી છે—

**ભુજ ભજર સુંઘે ને કચ્છ છિક ડે.**
**ભજર સુંઘે ભુજ અને છીંક આવે કચ્છને.**

આપણે આપણી આ જોશીલી કચ્છી ભાષાને થોડાક શબ્દોના નાનકડા વર્તુલના કેદખાનામાં ગોંધી રાખી છે. પરિણામે મોકળું મેદાન આપણને મળી શકતું નથી. સિંધી, હિન્દી, ભાષાનો દાખલો લઈએ તો તેમાં અરબ્બી, ફારસી, ગુજરાતી, સંસ્કૃત વગેરે અનેક ભાષાઓના શબ્દો ઉભરાતા રહ્યા છે.

કચ્છી ભાષામાં આજ પહેલાં પણ ઘણી ભાષાઓના શબ્દો આવી ગયા છે. નીચેના થોડા નમૂના જાણવા જોગ છે—

| સંસ્કૃત | ગુજરાતી | કચ્છી |
|---|---|---|
| શ્લેષ્મન્ | સળેખમ | લેસ |
| કર્ણ | કાન | કન |
| હસ્ત | હાથ | હથ |

સંસ્કૃત ભાષાના આવા અનેક શબ્દો થોડાજ પરિવર્તનથી આપણી કચ્છી ભાષામાં આવી ગયા છે. હિન્દી ભાષાના પણ અનેક શબ્દો એજ રીતે દાખલ થઈ ગયા છે. કેટલાક શબ્દો એવા છે કે આપણને નવાઈ લાગશે.

| હિન્દી | કચ્છી |
|---|---|
| ઉબાસી | ઉબાકી |
| પુકારના | પુકારણું |
| શિકરમ | સિગરામ |
| નિપટ | નિપટ ( કેવળ ) |

ફારસી શબ્દો પણ જાણે કયાંથી કચ્છી ભાષામાં આવી ગયા છે !

| ફારસી | કચ્છી |
|---|---|
| મુલાહેજા | મુલાજો |
| બિસ્યાર | બિસિયાર |
| સુબહ | સિબૂ |

સિંધી, મારવાડી, પંજાબી અને કચ્છી શબ્દો તો એક બીજામાં ઓત પ્રોત થઈ ગયા છે, ગૂંથાઈ ગયા છે.

શબ્દો નો કાયા પલટો કેમ થઈ જાય છે તે વાત પણ જાણવા જેવી છે.

કચ્છીમાં થટ એટલે ઢગલો. આ શબ્દ કન્નડ ભાષાનો છે એનો અર્થ થાય છે પુષ્કળ. અરબ્બી ભાષાનો શબ્દ છે-કંદ. કંદ એટલે ખાંડ. એના પરથી થયો-કંદોઈ.

કચ્છી ભાષામાં એક શબ્દ છે જંધર. (ઘંટી) આ શબ્દ કયાંથી આવ્યો ! એના મૂળમાં શબ્દ છે– યંત્ર, યંત્રમાંથી જંતર અને જંતરમાંથી જંધર બની ગયો.

આ પ્રકારના અનેક શબ્દો જાણે અજાણે આપણી કચ્છી ભાષામાં દાખલ થઈ ગયા છે. અને હવે આપણે જાણી બૂઝીને આવા સુયોગ્ય શબ્દો માટે રસ્તો ખુલ્લો કરી દેવો જોઈએ.

આ શબ્દ કોશની શરૂઆત આજથી ૫૦ વરસ પહેલાં કચ્છમાં થયેલી. એનું કલેવર પણ એ જ વખતે તૈયાર થયેલું. કોશને સફળ બનાવવા માટે મારા પ્રયાસ ચાલુ હતા. મને ભાષા વિશારદ મહાનુભાવ રામનારાયણ પાઠકનું નામ યાદ આવ્યું. એમનો સંપર્ક સાધ્યો. માર્ગદર્શનની માગણી કરી. એમનો જે જવાબ આવ્યો તેથી જાણી શકાશે કે શ્રી પાઠક સાહેબ કેવા સજ્જન હતા કેવા સહૃદયી હતા. એ વખતના મારા જેવા ઊગતા લેખક તરફ આ હતો

એમનો પત્ર—

। દૃષ્ટિપૂતં ન્યસેત્પાદમ્ ।

રામનારાયણ વિ. પાઠક
ભારતી નિવાસ સોસાયટી
એલિસબ્રિજ
અમદાવાદ. તા. ૭-૨-૪૦

પ્રિય ભાઈ શ્રી,

પ્રો. અંજારિયાના પત્ર સાથે તમારો પત્ર મળ્યો. તમે કોષનું કામ કરો છો જાણી ઘણો રાજી થયો છું. તમે ગુજરાતી ભાષાની અને કચ્છની એક ઘણી મોટી સેવા કરો છો એમ માનું છું.

તમારા કામમાં ઘણા કોષો જોઈએ તે ખરું. અમારે અહીં ઘણા કોષો છે. પણ સામાન્ય રીતે કોષો અદેય–unissueable હોય છે. એટલે તમને મોકલવા શી રીતે? ગુજરાતી કોષ એટલે વિદ્યાપીઠનો સાર્થ જોડણી કોષ ચાર રુપિયામાં મળે છે. એ તો તમે લઈ પણ શકો. પણ બાકીના કોષો તો એટલા મોંઘા કે કોઈ ખાનગી રીતે લઈ ન શકે. ત્યાં તો તમારા લાયબ્રેરીના કર્તા કારવતા માણસો તમારી ખાતર લે તો જ થાય. એ થઈ શકે તેમ નથી!

એ કામ કરવાને ત્યાં કોણ કોણ છે? અમને જણાવો ને એમના પર લાગવગથી એ કામ કરી શકાય એમ હોય તો જણાવશો. એ ખાનગી રીતે કરવાનો ઉપાય. બીજો ઉપાય. તમે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સાથે પત્ર વ્યવહાર કરો અને પછી ગુજરાત વ. સોસાયટી officially કચ્છ સ્ટેટ ઉપર લખે અને તમને સાધનો અપાવે, અથવા સાહિત્ય પરિષદ એમ કરે. એમાંથી ખાનગી રીતે થઈ શકે એમ હોય તો એ ઉપાય ટૂંકો એટલે પહેલો કરવા જેવો. પ્રો. બળવંતરાય ઠાકોર કચ્છમાં કોઈ ને ઓળખતા હોય, અહીંથી ડો. નંદશંકર ધ્રુવ ત્યાંના કોઈને ઓળખતા હોય કે એમ હોય તો કરી શકાય, માટે એવું હોય તો જણાવશો.

દરમિયાન તો તમે મને લખતા રહો તો એ કોશો ઉથામતો રહું. મને એનો શોખ છે.

પણ દરમિયાન તમે એમ કરો. કચ્છી ભાષાની અગત્ય ઉપર લેખ 'બુદ્ધિ પ્રકાશ'માં આપો. તેમાં એક સૂચન કરો કે તમે એ કામ કરો છો. વગેરે.

અને એથી પણ સહેલું કામ 'કચ્છી ઉચ્ચારોની વિશિષ્ટતા' એ ઉપર એક લેખ લખો. તમારી ભાષામાં એવા ઉચ્ચારો છે જે ગુજરાતીમાં અને અન્ય પ્રાંતોમાં નથી. દાખલા તરીકે ઞ તમારામાં બોલાય છે બીજે ક્યાંય બોલાતો નથી એવો એક લેખ લખો. કોશ સંબંધી બે ત્રણ જુદા જુદા લેખો. સિંધીમાં ત્રણ ળ છે. તમારામાં શું છે તે જાણતો નથી. પણ આવી બાબતો ઉપર હમણાં તરત લેખો આપવા માંડો. એટલે પછી તેમાંથી કંઈક ઉપાય સૂઝશે.

દરમિયાન તમે કોશનું કામ તો ચલાવો જ. સંસ્કૃત કોશોની મદદ ન હોય તો મદદ વિના પણ ચલાવો. ભાષાનાં મૂળ તમે નહિ શોધી શકો તો કંઈ નહિ. એમ તો ગુજરાતી બધા શબ્દોનાં મૂળો

હજી ક્યાં જ્યાયાં છે! એટલે અવ્યવસ્થિત રીતે કામ ચલાવો. પણ સૌથી પહેલાં લેખ લખો, તે મને મોકલો.

તમારા નોટ પેપર પર 'કચ્છના કલાધરો'ના પુસ્તકનો ઉલ્લેખ છે, તેમાં શું આવે છે? મારે કોલેજ માટે નકલ લેવા વિચાર કરું છું માટે પુછું છું.

કચ્છી અને ગુજરાતી ઉપર પણ લેખ લખી શકાય. ઘણા શબ્દો બંનેમાં એક જ છે. ઘણાના અર્થો ગુજરાતીમાં ભુલાઈ ગયા છે. તેના મૂળ અર્થો કચ્છીમાં રહ્યા છે. જેમ કે 'ઢગો' ગુજરાતીમાં મૂર્ખના અર્થમાં બળદ થતો હશે એમ માનું છું. કેમ કે સિંધીમાં એ અર્થ છે. ગુજરાતીમાં ઢાંઢો બોલાય છે. પણ 'ઢગો' બળદના અર્થમાં નથી બોલાતું. ગુજરાતી લગ્નગીતોમાં 'ધી' ધેડી એટલે દીકરી છે. પણ બોલાતી ભાષામાં નથી. હું માનું છું કચ્છીમાં છે. મારી ભૂલ પણ હશે. પણ આવા ઘણા શબ્દો તમે શોધીને લેખ લખી શકશો. બે ત્રણ 'બુદ્ધિ પ્રકાશ'માં લેખો લખો. ત્રણ ત્રણ મહિને બહાર પડે છે. એટલે તમે લખી પણ શકશો. દરમિયાન આપણે બીજા ઉપાયોનો વિચાર કરીશું. એ જ. સાહિત્ય પરિષદ તમારે ત્યાં ભરાય ત્યારે આ સૂચના જાહેર લેખથી કરવાની મારી ઇચ્છા હતી. પણ તે તો જ્યારે થાય ત્યારે ખરં. દરમિયાન આમ કરો.

રા. વિ. પાઠક ના વં. મા.

શ્રી પાઠક સાહેબના આ પત્રથી મારામાં નવો ઉત્સાહ આવ્યો અને એમની આજ્ઞા અનુસાર હું શબ્દ કોશના કાર્યમાં મંડી પડ્યો.

પણ ત્યાર પછી તરત જ મારા જીવનમાં નવો વળાંક આવ્યો. કચ્છના મહારાઓ શ્રી મદનસિંહજી સાહેબે કચ્છ-કેળવણી ખાતાના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર તરીકે મારી નિમણૂક કરી દીધી અને મારા જીવનની કાર્યવાહીમાં મોટો પલટો આવી ગયો.

કચ્છની મારી કામગીરીમાંથી નિવૃત્ત થઈને સન ૧૯૪૯ માં મારા પરમ મિત્ર મુનિશ્રી કલ્યાણચન્દ્રજીના ચારિત્ર રત્નાશ્રમ છાત્રાલયમાં ગૃહપતિ તરીકે હું ગોઠવાઈ ગયો અને ૨૫ વરસ જેટલો લાંબો સમય ત્યાં વ્યતીત થઈ ગયો.

ત્યાર બાદ ઘણા સમય સુધી આ કોશ જેમનો તેમ પડી રહેલો. એટલું ખરું કે નવા નવા શબ્દો જ્યારે જ્યારે યાદ આવતા કે કાને આવતા ત્યારે ત્યારે તેમાં ઉમેરો થતો ગયો. પછી તો લેખક કચ્છથી દૂર પડી ગયો. એ વાતને પણ વરસો વીતી ગયાં. કચ્છી શબ્દોચ્ચાર–નવા નવા–ભાગ્યે જ કોઈવાર કાને પડતા. મારા ત્રણ ચિરંજીવીઓ અને બે પુત્રીઓનાં કુટુંબોમાં પણ ગુજરાતીની શરૂઆત થઈ ગઈ. મને ભય છે, મેં તો જિંદગીભર કચ્છી ભાષાની સેવા કરી છે પણ હવે મારા પરિવારમાં પણ કચ્છી ભાષા નામ શેષ થઈ જાય એવો સમય આવ્યો છે.

આ કોશમાં શાહ લતીફના રસાલાના કેટલાક જાણીતા જેવા સિંધી શબ્દો આવી ગયા છે પણ તેની સંખ્યા અલ્પ પ્રમાણમાં છે.

કોઈ પણ કોશ સર્વાંગ સંપૂર્ણ છે એવી ખાતરી તો કોઈ પણ કોશ કર્તા આપી શકે નહિ. અને આ કોશ તો હજુ ઘણો અધૂરો છે. ઘણા ઘણા કસબી કારીગરોના, ખેતીના, સઈ–સુતાર–સોની–લુહાર વગેરેના અને વહાણવટીઓના ઘણા શબ્દો રહી જવા પામ્યા છે. છતાં ભવિષ્યના, કચ્છી ભાષાના કોઈ ખરા જાણકાર અને સાચા અધિકારી માટે આ કોશ ઉપયોગી થાય એ ઉદ્દેશથી આ સંક્ષિપ્ત કોશ પ્રસિદ્ધ કરવાની હિંમત કરી છે. નર્મ કોશની માફક આ કચ્છી શબ્દ કોશ પણ ભવિષ્યના સંપૂર્ણ કચ્છી–ગુજરાતી કોશ માટે પાયા રૂપ બનશે તો હું મને સદ્ભાગી સમજીશ.

ઈ. સ. ૧૯૭૩ માં સોનગઢ આશ્રમની રજા લઈ અહીં બાળમંડળમાં અમદાવાદ આવી ગયો. આટલો વખત મારા સાહિત્ય

સંગ્રહમાં પડી રહેલ કચ્છી કોશનું કલેવર હવે મને યાદ આવ્યું. એ કામ હાથમાં લીધું અને આખો કોશ સુવ્યવસ્થિત સુધારા વધારા કરી તૈયાર કરી લીધો. આ કોશ તૈયાર કરવામાં ઘણા ભાઈઓની મદદ છે. એ સૌનો આભારી છું.

કોશ તૈયાર થઈ જતાં એના પ્રકાશનની ચિંતા થવા લાગી. અહીં કોઈ પ્રકાશક આ કચ્છી શબ્દ કોશના પ્રકાશનનું કામ હાથમાં લેવા તૈયાર ન થાય તે સ્વાભાવિક છે. આખરે મને કચ્છની સદર સંસ્થા 'અખિલ કચ્છ સંમેલન'નું નામ યાદ આવ્યું. 'કચ્છી-ગુજરાતી શબ્દકોશ'ના પ્રકાશન માટે આ સુયોગ્ય સંસ્થા છે એવી મારા મનની સ્ફુરણાથી સંમેલનના પ્રમુખ પાસે આ કોશ માટે મેં મારી દરખાસ્ત રજૂ કરી. કચ્છી ભાષાના સદ્ભાગ્યે મારી દરખાસ્ત મંજૂર થઈ અને આ શબ્દ કોશ આજે પ્રકાશિત થઈ રહ્યો છે. અહીં સુધી જેટલા લાંબા સમય બાદ આ શબ્દ કોશ કચ્છી જનતાના હાથમાં મૂકવા હું શક્તિમાન થયો છું તેને હું પણ મારું અહોભાગ્ય માનું છું.

તા. ૧-૩-૧૯૮૧

૯, પંડિત દીન દયાળ સોસાયટી — દુલેરાય કારાણી
ઈશ્વર ભવન પાસે
અમદાવાદ : ૩૮૦ ૦૧૪

# સંક્ષિપ્ત

## કચ્છી–ગુજરાતી શબ્દકોશ

**અક** ન. આંકડાનું ઝાડ

**અકઈ** ના. ખોટું તહોમત, 'અકઈનું અકા રખે'

**અકડ** વિ. સખત, અભિમાની વળે નહિ એવો

**અકડાઈ** ના. સખતપણું, અભિમાન

**અક પન** ન. પાંદડાં વગેરે

**અકરમણ** ના. કમનસીબ નારી

**અકરમી** વિ. મનસ્વી, 'અકરમી કે ઇક તેં કુતો વિઠેં'

**અકલ કલા** ના. સમજી ન શકાય એવી કુદરતની કળા

**અકલ જો ઈસકોતરો :** અકલ જો ઉક : અકલજો ઓથમીર : બાહુબાન

**અકલ જો બાકસ** ન. અક્કલ વિનાનો

**અકલી** વિ. બુદ્ધિમાન

**અકાજ** વિ. જેનાથી કશું બની શકે નહિ એવો

**અકારથ** અ. નિષ્ફળ

**અકે કુકે જો** વિ. જર્જરિત, 'અકે કુકે જો માંઢવો'

**અકેકાર** ન. ભયંકર કૃત્ય, જુલમ આકરા કહેર(કા)

**અકેતો** વિ. ખાઉધરો, આંખો મીચીને ધસનાર

**અકોણાઈ** ના. અટકચાળાપણું, તોફાન

**અકોણું** વિ. અટકચાળિયું, તોફાની

**અખ** ના. આંખ

**અખ કઢણી** ક્રિ. ગુસ્સો કરવો, બીવડાવવું

**અખ કાણી કેણી** ક્રિ. હિંમત ભાંગી પડે તેમ કરવું, નગુણા થવું

**અખ જો પરો** ન. અપ્રિય, ગમે નહિ એવું

**અખ બૂંચ કેણી** ક્રિ. આંખ આડા કાન કરવા, જવા

લેવું.

**અખ વતાયણું** ક્રિ. કરાવવું

**અખર** ન. અક્ષર

**અખરી** વિ. ભણેલો

**અખરો** વિ. અઘરો

**અખા** ન. બ. માતાના જુવાને જોવાના જુવારના દાણા, કૂવાના કોશને ભાંગી સાથે બાંધવાના ચામડાના દોરડા

**અખાજ** ન. અભક્ષ્ય

**અખિયું** ના. બ. આંખો

**અખિયે પોંધું** ક્રિ. આંખે પડવું

**અખેડ** ના. પડતર જમીન

**અખે** વિ. અક્ષય

**અખે પાતર** ન. અક્ષયપાત્ર

**અખો** ન. ભુસો જેના વડે આગાહી કરે તે જુવારનો દાણો

**અખો અખ** ન. સહાનલ ખોળો, જેનાં બધાં બાળકો જીવંત હોય તે માતા નો ખોળો

**અખોડ** ન. અખરોટ

**અગૂ** અ. આગળ, પહેલાં

**અગડ** ના. બાધા આખડી

**અગતો** ન. છુટીનો–રજાનો દિવસ, અમાસનો દિવસ

**અગ ત્રેવડ** ના. પ્રથમથી વ્યવસ્થા કરવી તે

**અગરાજ** વિ. અગ્રાહ્ય, હરામ કરેલું

**અગાડ** ના. દિવસનો આગલો ભાગ

**અગાડ પછાડ** ના. સવારનો ભાગ અને સાંજનો ભાગ

**અગીઠો** ન. એક બળતું ઝાડ

**અગીત** ના. ઘરની આગલી બાજુની ભીંત

**અગુઆ** ન. આગેવાન

**અગીંયું** વિ. પહેલાંનું

**અગોડ** ના. ઊંટને ગળે બાંધવાની દોરી

**અઘડ** વિ. ઘડ્યા વિનાનો જંગલી જેવો

**અઘડ ઘટો** વિ. ઘાટ વિનાનો

**અઘલાઈ** : અઘલાણુ ના. ગંદવાડ

**અઘલો** વિ. ગંદો

**અઘાઈ** ના. બીમારી

**અઘાઈ સઘાઈ** ના. માંદાઈ સાજાઈ

**અઘાયણું** ક્રિ. ચલાવી લેવું, જોખમમાં નાખવું; 'મને અઘાયણું'

**અઘો** વિ. મોંઘો
**અઘો સઘો** વિ. મોંઘો સોંઘો
**અઘોરી** વિ. આળસુ, ગંદો, અઘોરી જોગી
**અચ** ક્રિ. આ. આવ
**અચ વિઞ : અચણ વિઞણ** ના. આવ-જા, આવાગમન
**અચણું** ક્રિ. આવવું
**અચરકુચર** ના. કચરા જેવું
**અચીંધલ** વિ. આવનાર
**અચ્ચો** ન. ઝીણું જંતુ
**અચ્ચો** ક્રિ. આ. આવો
**અછ** ના. સહેલી, ઠીક
**અછતો** વિ. ગુપ્ત
**અછાઈ** ના. સફેદી
**અછાડ** ના. ખેતી માટેની હલકી જમીન
**અછાડ પછાડ** ના. હૈંકાહૈંક
**અછાપછા** વિ. ઉજળા
**અછાયણું** ક્રિ. દૂરથી સફેદ દેખાવું
**અછિયો પંધાર** ન. મૂર્ખ, જંગલી જેવો, ઘેટાં બકરાં ચારનાર
**અછી** વિ. સફેદ, સારી 'નિંધર અચે અછી'
**અછોફુલ** વિ. ફૂલ જેવો સફેદ
**અછો અછો વાનાં** ન. બ. સારો સત્કાર
**અજડ** વિ. જંગલી
**અજલ** ન. મોત
**અજલપાણી** ન. ઊંડું પાણી
**અજા** ના. ખોરડું, 'અજા ચેં મૂંકે ઉખેડે ન્યાર'
**અજાચી** વિ. એક જ રાજવીને યાચનાર
**અજાણી** વિ. અજાનો વંશજ
**અજીજ** ન. પ્રિય સ્વજન
**અજો** ન. આશરો, 'અજો સારે આયોસ, એક નોમ
**અજોર** ન. પાદર
**અજોરિયો** ન. ગામને પડખે આવેલ ખેતર
**અજ્જ** ના. આજ
**અજકાલ** ના. આજકાલ
**અજાણ્યો** વિ. નહિ જન્મેલો, 'અજાણ્યો ગોતર પાણુ જો'
**અઞાં** અ. હજુ
**અટક** ના. બાધા
**અટકલ** ના. યુક્તિ
**અટકંધલ** વિ. અટકી રહેલ
**અટકે સટકે** અ. કોઈકવાર, મુશ્કેલીમાં
**અટકેલ** વિ. અટકી ગલ

અટલ વિ. ટળે નહિ એવું
અટેકાણી ના. લોટ ચાળવાની ચાળણી
અટો ન. લોટ
અટો કુટો ન. નકામો કચરો
અઠ વિ. આઠ
અઠ-ડો વિ. આઠ દશ
અઠાઈ ના. જૈનોના ઉપવાસ
અઠાક ન. લેંઘામાં નાખવાનું નાડું
અઠૂંગો ન. દોરી ગૂંથવાની રમત આઠ દોરીની
અઠોરી વિ. કદમાં મોટા (પાડો)
અડ છડ ના. ચડવું-છોડવું તે
અડણું ક્રિ. ચડવું
અડાણું નિ. ગીરવી
અડાભકડી ના. અડા બાંસ-વાની ગાડાની બે અડાભકડી
અડાયણું ક્રિ. પ્રે. ચડાવવું
અડારી ના. રકાબી
અડી ના. આડે રાખવાનું સાધન
અડીઠ વિ. દેખાય નહિ એવું
અડેલ વિ. ચડેલું
અડો ન. ગાડામાં ભરાવવાનો દાંડો
અડ઼ ના. વાંધો બાધા

અડ઼બાઉ ન. જલી ઘાસ
અડ઼બોથ ના. ધોલ
અડ઼ભંગ વિ. મસ્ત
અડ઼ગો ન. ધામો
અડ઼ાઈયો ન. ગાય-ભેંસનું સુકાઈ ગયેલું પોદરું
અડ઼ાબીડ઼ ના. બીડ
અડ઼ાયણું ક્રિ. લગાવવું, ફસાવવું
અડ઼ી ના. વાંધો, આખડી, સોની અને લુહારનું એક સાધન
અડે કે અડે. ક્યારેક
અઢ ન. વંશ
અઢઈ વિ. અઢી
અઢઈ અખરો ન. જાદુગર, મેલી વિદ્યાનો જાણકાર
અઢઈ વરો ન. અઢી ફાળનો ચોફાળ
અઢિયો ન. અઢી કોરીનો સિક્કો
અણકસબી ન. કસબ ન જાણનાર, અણુ કસબી ને ઊંનાં પાણી'
અણકૂ વિ. રક્ષિત
અણગર વિ. ગાળ્યા વિનાનું
અણુ જંઘઈ ના. છાશ-વલો-વ્યા વિનાની, 'સાથીએ' કેડા સવાદ જુડો અણુ જંઘઈ પીએ'

**અણુતારૂ** ન. તરતાં વિ. જાણનાર
**અણુતોર્યો** વિ. તોળ્યા વિનાનું
**અણુપોખ્યો** વિ. રોપ્યા વિના-નો 'અણુ પોખ્યો ઉગેલો'
**અણુસરો** વિ. સૂનો વિરહથી ઉદાસ
**અણુસાર** ના. અણુસાર
**અતકાઈ** ના. વધુ પડતી ઉતાવળ
**અતકો** વિ. એકદમ ઉતાવળો
**અતડો** વિ. કોઈ સાથે ભળે નહિ એવો
**અતાલો** વિ. વ્યગ્ર, વિહ્વળ, ગાભરો
**અતોલ** વિ. તોલ ન થાય એવો ઉત્તમ
**અથર** વિ. અસ્થિર
**અથરાઈ** ના. અસ્થિરતા
**અથરો** વિ. તોફાની બાળક
**અધ** વિ. અર્ધું
**અધક પાંસરીઆ** વિ. હલકો, એક જાતની ખોટવાળો બળદ
**અધ કિચર્યો** વિ. અર્ધું કચડેલું
**અધ જ'ધઈ** વિ. અર્ધી વલો-વેલી છાશ
**અધઝિઝેરો** વિ. અર્ધાથી જરા વધારે

**અથર પથર** અ. ડગમગ
**અધ રધો** વિ. અર્ધું રંધેલું
**અધ વિચ્ચ** અ. અધવચ્ચે
**અથર હથારી** ના. ભમરડાને ઊંચેથી ફેરવીને હથેલી પર ફરતો લઈ લેવો તે
**અધરાત** ના. અર્ધી રાત
**અધલભધલ** ન. અદલાબદલી
**અધલખ** ન. સાળમાં સમ-તોલતા જાળવવાનું એક સાધન
**અધલખી** ના. અરો ચડાવવા માટેની હજામની ચામડાની ચમરખી
**અધલો** વિ. અડધો
**અધા** ન. અબા, પિતા, ભાઈ
**અધાધોમ** વિ. બેશુમાર, એકદમ
**અધાવત** ના. અદાવત
**અધી** ના. બહેન
**અધૂકડો** અ. ઉભડક
**અધે'** અ. અર્ધે 'ઉઠે' વારા અધે'
**અધોઅધ** વિ. બરાબર અર્ધું
**અધોતડો** ન. જામ પુંઅરાની મેડીનું નામ
**અધોફેરો** વિ. ઉચક, અર્ધું

ઢોરેલું

**અન બોરણાં** ન. બ. નાના બાળકને અનાજ જમાડવાની વિધિ

**અનાટી** વિ. જંગલી જેવો

**અનાસુરતી** અ. બેખબરી

**અનીયા** ન. અન્યાય

**અપર** અ. વારંવાર 'અપર ઊનીજ્યું' ગાલિયું ચિતડે મેં ચુભંડે"

**અપરૂડ** વિ. ન સમજનાર, અજ્ઞાન

**અપલખણ** ન. ખરાબ લક્ષણ

**અપલખણું** વિ. ખરાબ લક્ષણ વાળો 'અપલખણું' ને ઊનાં જમાણું"

**અપસુખ** ન. બેચેની, અસુખ

**અપસુખીઓ** વિ. બેચેન

**અપાકે** અ. નિર્દોષપણે, જાણ વગર

**અપાપ** વિ. નિર્દોષ, પાપ વિનાનો

**અપીત** ન. પાણી પાયા વિનાનું વાવેતર

**અપોચીઓ** વિ. અશક્ત, પહોંચ વગરનો

**અફલાતૂન** વિ. સરસ, સર્વોત્તમ, જૂનાની લકીરનું નામ

**અફાલ** ન. લક્ષણ

**અફાલે** અ. લક્ષણે

**અફૂંકો** વિ. કઢંગો

**અબલ ઘા** ન. સચોટ ઘા, 'હંસાની વિજ ને અબલ ઘા,

**અબાર** અ. નિષ્ફળ

**અબુધ** વિ. બુદ્ધિ વિનાનો

**અબોજ** વિ. અજાણ

**અબોટ** વિ. ચોખ્ખું, એઠવા વિનાનું

**અબોટીઓ** ન. પીતાંબર

**અબોલ** વિ. બોલવા વગરનો

**અભ** ન. આભ

**અભઘડી** અ. હમણાં જ, અત્યારે જ

**અભડાયણું** ક્રિ. અભડાવવું

**અભરસુ** વિ. બિહામણું કઢંગું

**અભરાઈ** ના. ખરાબી

**અભરામ નથાઘા** ન. કોઈનો દાવો ન લાગે એવું (ખતમાં લખાતો શબ્દ)

**અભરો** વિ. ખરાબ, નાનકડો

**અભરો સભરો** વિ. ઠીક અકડી

**અભર્યાં ભરણાં** ક્રિ. છલકાવી દેવું

**અભલખ** ન. શ્યામ અને સફેદ રંગનો રૂપાળો ઘોડો
**અભલો** ન. અબ્દુલો 'અભલો વડો થીંયો તડેં ઘેર જ જેપા ડીંધા'
**અભા** ન. બાઉ, પિતા
**અભાગ** ન. કમનસીબી
**અભેમાન** ન. અભિમાન
**અભેરાઈ** ના. છાજલી
**અભો** ન. પિતા 'અધમેં અભો અધમેં આકાશ'
**અભોભર** વિ. ભયંકર, સુતું
**અભોંયું** વિ. ભોમિયો નહિ તે
**અમન ચમન** ન. આનંદ, સુખચેન, મોજમજા
**અમરખ** અ. માઠું લાગવું
**અમલ** ન. અફીણ
**અમલ માણેક** ન. અમૂલ્ય માણેક
**અમાં અમી** ના. માતા
**અમી** ના. માતા, ન. અમૃત
**અમીલ** ન. ઈમામ
**અમાંચ** ન. નિશાન
**અય** અ. અરે 'અય જોધા જુઝાર'
**અયડો** વિ. અઢાર
**અયો** ક્રિ. છો

**અરખામણું** વિ. અળખામણું
**અરગ** ન. અર્ક
**અરટ** ન. રેંટિયો
**અરથ** ન. અર્થ
**અરથી** વિ. સ્વાર્થી
**અરથુ** વિ. ગરજવાન 'અરથુ કે અકલ નં વે'
**અરધાસ** ના. અરદાસ, પ્રાર્થના
**અરધાસી** વિ. અરદાસ કરનાર
**અરભ** ન. આરબ
**અરભી** ન. બે ખૂંધવાળો અરબસ્તાની ઊંટ
**અરમેરો** ન. અપચો, બાદી
**અરમાન** ન. અભિમાન, ઇચ્છા વિજયની
**અરરાટી** ના. અરેરાટી
**અરલ** ન. અજગર, ગામનું નામ
**અરલો** ન. લાકડાનો બના- વેલો ઝાંપો
**અરવા** ન. જીવ
**અરસ** ન. આકાશ 'અરસેં મિંજા ઊતર્યું'
**અરસપરસ** અ. પરસ્પર
**અરહંત** ન. અરિહંત વિ.નામ
**અરાઈ** ના. અળાઈ
**અરેંટ** ન. રેંટિયો

**અલડ** વિ. મસ્તાન, ફાંગો
**અલપલ** ના. જરાવાર
**અલફાડિ** વિ. વધારાનું
**અલફાજ** ન. શબ્દ
**અલબો** અ. માઠું લાગવું
**અલલ ટદૂ** ન. મસ્તાન, મસ્ત વછેરો
**અલા** ન. પરમાત્મા, 'અલાઈયે જો અલા'
**અલાઈ** વિ. ઈશ્વરી 'અલાઈ સુધાર, વાંઈ સુધાડ' (રામ ભરોસે)
**અલાઈયો** ન. આખલો 'અલાઈયો ઢગો, છાંટ ખાણી ભગો', નિરાધાર
**અલાણે** અ. કોણ જાણે
**અલાર પલાર** અ. જેમતેમ
**અલૂ : અલૂડો** ન. ઈલિયાસ
**અલૂલ** વિ. ખૂબ ખૂબ 'અલૂલ સુગાર'
**અલેથ** વિ. અશક્ત આળસુ
**અવંકો** ન. વાંક
**અવગતિયો** વિ. અવગતે ગયેલો
**અવજોગ** ન. વિક્ષેપ, વાંધો
**અવડોરણું** ક્રિ. ખરાબ કહેવું
**અવડ સવડ** અ. આડું અવળું
**અવરથો** વિ. નકામો, અ. વ્યર્થ
**અવરાઈ** ના. અવળાઈ
**અવરો** વિ. અવળો
**અવરો સવરો** વિ. આડો અવળો
**અવરેંડો** વિ. ઢંગ્ગો, અવળો
**અવલ** વિ. પ્રથમ 'અવલ અલ્લા અલીમ'
**અવસ** અ. અવશ્ય
**અવાચો** વિ. જેને વાચા નથી એવો
**અવાડો** ન. હવાડો
**અવાયો** વિ. અણચિંતવ્યો
**અવિયા** વિ. વિવાહ નહિ એવી
**અવેજ** ન. ધીરાણ બદલ કંઈ વસ્તુ આપવી તે
**અવેર** ના. વિલંબ
**અવેર સવેર** અ. વહેલા મોડા
**અવેરો** વિ. મોડો
**અવેસાર** અ. વારંવાર
**અસધ** વિ. નાનો, સમજણ વગરનો
**અસર** ન. અસુર
**અસરાઈ** ના. બેસમજપણું, મૂર્ખાઈ
**અસરો** વિ. સમજ વિનાનો, મૂર્ખ
**અસલ** વિ. જૂનું, ખરેખરું, સરસ, મૂળ

**અસલી** વિ. જૂના જમાનાનું, સાચું
**અસારો** વિ. ભાન વિનાનો
**અસાં** સ. અમે
**અસાં કે** સ. અમને
**અસાં જો** સ. અમારો
**અસાંનું** સ. અમારાથી
**અસીલ** વિ. ખાનદાન, વકીલ રાખનાર
**અસીલાઈ** ના. ખાનદાની
**અસીં** સ. અમે
**અસૂર** ન. રમઝાનના દિવસોમાં વહેલી સવારે જમવું તે
**અસૂરો** વિ. મોડો
**અસોંલો** વિ. ઓછો
**અસેંધો** વિ. ઓળખાણ વિનાનો
**અસેંમસેં** અ. જેમ તેમ કરીને
**અસો** ન. મસો, શરીર પરનો ગઠ્ઠો
**અસોસ** અ. વારંવાર
**અસોસાર** અ. વારે વારે
**અંકુસ** ન. અંકુશ
**અંગ** ન. પાંજરાપોળના ઢોરને દેવાતો કામ
**અંગણું** ક્રિ. આંકવું
**અંજેલ** વિ. આંજેલ, ડામ દીધેલો
**અંક** ન. અંગ
**અંકણું** ન. આંગણું
**અંકણુ ખીલો** ન. સાળમાં તાણાવાણા બાંધવાનો ખીલો
**અંકણિયું** ના. બ. કોઠીની ઓરડી જેમાં મૂકાય છે તે
**અંકારિયો** ન. સડેલ કચુસલું, બીજાં કચુસલાં બગાડે તે
**અંકારો** ન. મંગળવાર.
**અંચલો** ન. કપડાનો છેડો
**અંજલ પાણી** ન. અન્નજળ
**અંટી** ના. ખેતરમાં કુરીઓ કાઢતાં કાંપને સાફ કરવાનું સાધન
**અંટસ** ન. વેર
**અંઠી** ના. કિનારીનું શીવણ
**અંતર** ન. અત્તર
**અંતરવાસ** ન. ગળામાં પાંચ (છેડો) નાખીને દેવ પાસે ઊભા રહેવું તે
**અંતરો** ન. વિક્ષેપ. સંગીતની ધ્રુપદની એક ટૂક
**અંતરીસ** ન. જુદાઈ
**અંતેડી** ન. જુઓ અંટડી
**અંઘર** ન. ઘૂંઘટ, અંદર
**અંધાર ગુફ** ન. ઘણું અંધારું

**અંધાલક** ના. આંધળાના આધારરૂપ લાકડી, નિરાધારના આધાર રૂપ વ્યક્તિ

**અંધી** ના. આંધળી, 'અંધી ડરે ને કુત્તો ખાય.'

**અંધી કુસ : અંધીઙુંઉ** ના. છછુંદર

**અંધો** વિ. આંધળો

**અંધોઆંધો** વિ. આંધળા જેવો

**અંધો ભિત** વિ. તદ્દન આંધળો

**અંભૂર** ન. સુથારનો સાણસો

**આ**

**આ આ** ક્રિ. અ. પંખા વગેરેને બોલાવવાનો ઉચ્ચાર

**આઈ** ના. મોટી, દાદી

**આઈમા** ના. મા, દાદી

**આઈમાઈ** ના. મા, દાદી વગેરે

**આઈડો** ન. શિકાર, 'ઉંનર આઈડે ચડેઓ, મેમિ મુઠ મોડે'

**આઈતવાર** ન. આદિત્યવાર, રવિવાર

**આઈબલ** ના. મા માટેનું વહાલભર્યું સંબોધન

**આઈસો પાકસો** ન. ઘરનાં આડાંઅવળાં કામકાજ

**આઊગો** વિ. આગળનું

**આકડે તાકડે** અ. અણીને વખતે

**આકરવાકર** વિ. આકુળ-વ્યાકુળ

**આકરો** વિ. કડક, તીખો, ક્રોધી

**આકાય** ના. કુટુંબ 'અધ મેં અભો અધ મેં આકાય'

**આકાસી** વિ. કુદરતી, આકાશનું

**આકુભત** અ. આખરે

**આખડ** ન. અખરોટ

**આખડણું** ક્રિ. ઓચિંતા પડી જવું

**આખડબલ** વિ. પડી જનાર

**આખર** ના. વહાણવટીનો વિશ્રાંતિનો સમય

**આખાડો** ન. કુંભારનાં કામ ઘડવાનું સ્થાન, મોરની કળા, મલ્લકુસ્તી વગેરેનો કાર્યક્રમ

**આખાણી** ના. બાળવાર્તા

**આખેડપાખેડ** ના. આજુ-બાજુ

**આગમ** ન. ભવિષ્ય, પહેલાંનું 'આગમ ભાઈ ઘી'

**આગરા** વિ. પહેલા, 'ગુરુનું ચેલા આગરા'

**આગરિયો** ન. બીડું પકડનાર આગળિયો

**આગરી** ના. ગુમડા પર લગાવવાની પટ્ટી

**આઘેણી** ના. સીમંત

**આગુ** ના. દેવતા, દાવ

**આગાલેરો** વિ. આગળનો

**આગિયો** ન. મોઢાને બાળી નાખનાર રોગ

**આઘાટ** અ. તમામ હક સાથે

**આઘાટ હમીરાચાર** ન. અઘાટના દસ્તાવેજમાં લખાતો શબ્દ-સિંધના હમીર સુમરાના વખતથી આ રિવાજ ચાલ્યો છે.

**આઘાડો** ન. એક જાતની વનસ્પતિ

**આઘોપાછો** વિ.આડો અવળો

**આચરકૂચર** ન. કચરા જેવું

**આછકલાઈ** ના. હલકાઈ

**આછકલો** વિ. હલકો

**આછર** ના. ઝટકો, ધક્કો

**આછરણું** ક્રિ. પાણીનો ડહોળ નીચે બેસી જવો.

**આછરેલ** વિ. ઉપરનું ચોખ્ખું થયેલ.

**આછલાયણું** ક્રિ. પાણીમાં કપડાને ઝબોળવું

**આજકણું** ક્રિ. ભટકવું

**આજકેલ** વિ. રખડેલ

**આજાર** ન. પીડા, કંટાળો, દુઃખ

**આજ** ન. હાથીદાંત

**આઝો** વિ. કરજ વિનાનું મુક્ત

**આટલણું** ક્રિ. ટેકો લઈ બેસવું, અઢેલવું

**આટલંધલ** વિ. ટેકો લઈ બેસનાર

**આટલેલ** વિ. ટેકો લઈ બેઠેલ

**આડાર** ના. રેતી

**આડારિયો** ન. રેતાળ ખેતર

**આડ** ના. આડપણું

**આડગિડયો** ન. એક જાતની રાસ રમત 'આડગિડયો ગિનધી વિઞાં, પાણી મે તરંધી વિઞાં'

**આડપોણું** ક્રિ. આડે આવવું

**આડર** ન. આરંભ

**આડરણું** ક્રિ. આરંભવું

આદરવું

**આડરીંધલ** વિ. આદરનાર

**આડરેલ** વિ. આદરેલ

**આડસર** ન. મોભનું લાંબું લાકડું

**આડી** ના. જાનું લાકડું, 'આડી મેં ક્રિકડો આડસર મેં બ'

**આડીઓ** ન. પછેડી

**આડેવડ** અ. જેમ આવે તેમ, આડે અવળે

**આડેમોડ** અ. આડે રસ્તે

**આડે વડ** અ. આડે વા

**આડોડ** ના. આડી ચાલનાર સ્ત્રી

**આડ** ન. લોકો જ્યાં કાલાં ફોલાવા જતાં હોય તે સ્થાન, ના. પડખું

**આડણું** ક્રિ. ભાવવું, ધણ ચારવા સીમમાં જવું

**આડીકો** ન. ટેકો મૂકવાનું લાકડું

**આડીવાડી** ના. બાળબચ્ચાનું જૂથ

**આડીવેલ** વિ. અક્કલ વિના-નો, ધણ ચારવા નીકળી ગયેલ

**આડુ** ન. ગાયો-ભેંસો ચારવા જનાર, 'અલાઉંધે' જો આડુ'

**આડેત** અ. ભલે નહિ

**આડેલ** વિ. ચરવા-ચારવા નીકળી ગયેલ

**આઢંગ** ન. વરસાદનો ઢોળ

**આઢણું** ક્રિ. પાલીસ કરવી, ઢમાવવું

**આણુ** ના. રાજ, નવાઈ, ભાવા

**આણું** ન. લગ્ન પછી પુત્રીને પહેલીવાર સાસરે વળાવવી તે

**આણુ જી વેલ** ના. રાજપૂત લાડીની લગ્ન માટે આવતી વેલ

**આણેલ** વિ. લાવેલ

**આતરવીલો** વિ. વ્યગ્ર, ભૂરાંટો

**આતવાર** ન. રવિવાર

**આતસ** ન. તાપ

**આથ** ના. ગાયો ભેંસોનું ટોળું માલધારીનું ટોળું

**આથડણું** વિ. રખડવું

**આથડંધલ** વિ. આથડનાર

**આથડેલ** વિ. રખડેલ

**આથર** ન. ચીથરું, ગધેડા પર

મૂકવાનું ગોઠડું
**આથાઈ** ના. જંગલી જાનવરોનું રહેઠાણ, બોડ
**આથેલ** વિ. આથામાં નાખેલ
**આથેં : આથી** અ. જેમ હોય તેમ
**આથો** ન. ખમીર ચડવું તે, શિયાળામાં ખાવાનો પાક
**આથત** ના. આદત
**આથીઓ** ન. આઠ ઢીંગલા, આઠ ઢીંગલાનો સિક્કો
**આધુ** ન. આદુ
**આધેડ** વિ. અર્ધી ઉંમરનું, પ્રૌઢ
**આધેસ** ન. આદેશ, આજ્ઞા
**આધો વીધો** વિ. અધું પધું
**આની** ના. બોરના ઠળિયાની અંદરનું બી
**આપઝલો** વિ. પોતે પોતાનું સંભાળી શકે એવો
**આપડણું** ક્રિ. આંબવું, પહોંચી જવું
**આપધાઈ** વિ. પોતાને ધાવી જાય એવી (ગાય)
**આપ ધ્રો** ન. મનની ધાસ્તી
**આપ મતલબી** વિ. પોતાનો સ્વાર્થ સાધનાર
**આપમતીઓ** વિ. પોતાનું ધાર્યું કરનાર
**આપ રખો** વિ. પોતાનું હિત સંભાળનાર
**આપાતુ** વિ. ચાહિત, અન્ય
**આફરણું** ક્રિ. આફરો ચડવો, પેટ ચડી આવવું
**આફરેલ** વિ. આફરો ચડેલ
**આફરો** ન. ખાવાથી જાનવરોના પેટનું ફૂલવું, માણસના પેટમાં વાતનો ભરાવો
**આભડછેટ** ના. અસ્પૃશ્યતા, અભડાઈ જવું તે
**આભડણું** ક્રિ. અભડાઈ જવું, કોઈની સ્મશાનયાત્રામાં જવું
**આભડાયણું** ક્રિ. પ્રે અભડાવવું
**આભડેલ** વિ. અભડાયેલ
**આભો** ન. પહેરણ, વિ. ગાભરો
**આમણુ** ના. ગાડાના પૈડામાં બેસાડેલ લોઢાની રીંગ, ગુદાની અંદરનો ભાગ બહાર નીકળી આવે તે
**આમણુમારૂ** ન. ગાડાનો એક ભાગ લોઢાનો
**આમરી** ના. આમલી
**આમાન** ન. એનું પાણી

દાણાનું દાન
**આમીન** અ. અસ્તુ, એમ હો !
**આય** ક્રિ. વ. છે
**આયખો** ન. આયુષ્ય, જન્મારો
**આયડી** ન. શિકારી
**આયડો : અેડો** ન. શિકાર
**આયના** ના. મર્યાદા, શરમ
**આયના મોલ** ન. અરીસાનો મહેલ, મહારાઓ લખપતજી માટે રામસંગ માલમે તૈયાર કરેલ
**આયર** ન. આહિર, પતિ-આર્યનો અપભ્રંશ. 'આયર ખટે ઉગમણી રન વિઝાય રંભ'
**આયસ** ક્રિ. વ. એને છે, 'આયસ ડાડી, નાંયસ મુજી,' ના. આયુષ્ય
**આયો** ક્રિ. ભૂ. આવ્યો, બ. આયા
**આર** ના. અણી, મોઈ-દાંડી-આની રમતનો પાંચમો આંકડો (વકાઉ, વેંઉ, મૂંઉ, નાર, આર) ભમરડાની લોઢાની અણી, ફૂલાના ડોકની ગરેડીની ધરી, રાતે ડીંડો અવાજકરતું તમરું, બ. આરું
**આરપંપાર** ના. આળપંપાળ
**આરસ** ન. આળસ
**આરસુ** વિ. આળસુ
**આરસુડો** વિ. ઘણો આળસુ
**આરા** ન.બ. ગાડાના પૈડાના ફરતાર ભેરાં લાકડાં
**આરાણી** ના. ચારણી દેવીના આહવાનનું ગાન
**આરાધી** વિ. મોડી રાતે લાંબા રાગે ગવાતાં ભાવનામય (ભજન
**આરિયા** અ. બસ, ન. કામ વખતે ચાલતા અટકાવવાનો શબ્દ, નિષ્ફળતા
**આરિયાણી** ન. આરી જાતનો પુત્ર પુત્રુંઉ જામ
**આરીઓ** ન. ગોખલો
**આરીહૌ** ન. અરીઠો
**આરો** ન. અંત, છેડો તળાવ પરનો નાહવા ધોવાનો ઘાટ
**આરોવારો** ન. છુટકો, છેડો
**આરોંત** ના.મૂર્ચ્છા, બેહોશપણું
**આલ** ના. લાંબી ફરી, ઈન્દ્ર
**આલઝાલ** અ. પુષ્કળ

**આલતુ ફાલતુ** વિ. ગણનામાં નહિ એવા, જેવા તેવા

**આલમધના** ના. લોકરક્ષા, ભુજના ગઢનું નામ

**આલરણું** ક્રિ. આળોટવું, પડ્યા રહેવું

**આલરેલ** વિ. આળોટેલ

**આલા** વિ. ભવ્ય, ઉત્તમ

**આલાધ** ના. મિલકત, વડીલની સમજાઈ

**આલાધેલા** વિ. જેવા તેવા

**આલિયા માલિયા** ન. બ. બધું નીકળી જવું-ઊલટીમાં

**આલી** વિ. મહાન; ન. એક નામ

**આલીકાર** ન. ચિહ્ન, દેખાવ

**આલી મોવાલી** વિ. રખડુ જેવા તેવા

**આલો મા** ન. માંસનો લોચો

**આલોડો** ન. ધીરનું પાણી

**આવ** ના. કૂવામાં કે તળાવમાં-આવતું પાણી

**આવખો** ન. આયુષ્ય

**આવઘણી વિઞણું** ક્રિ. અટવાઈ જવું

**આવર** ન. આવળનું ઝાડ

**આવો** ન. ગાય-ભેંસની સંવનનની ઇચ્છા

**આસ-સા-સી** ના. આશા

**આસપાસ** ન. એક સફેદ પથ્થર

**આસમાની સુલતાની** વિ. કુદરતની કે રાજની (આફત)

**આસર પોત્રો** ન. મૂર્ખ

**આસરવાદ** ના. આશીર્વાદ

**આસરો** ન. આશરો

**આસાબો** ન. લાંબી કબર વાળો પીર

**આસારો** ન. આશા આપવી તે

**આસાંગરો** ન. સ્વજનની યાદમાં બાળકની ઉદાસી

**આસૂધો** વિ. પોચતો પામતો, ખાતોપીતો

**આસૂરા** ન. બ. મહોરમના દિવસ

**આં : આંઈ** સ. તમે

**આંઉ** સ. હું

**આંક** ન. આંકડો, માકાની ઊભી પટ્ટીઓને જકડી રાખતુ આડી પટ્ટી

**આંકીદા** ન. બ. અંકોડા

**આંકે** સ. તમને

**આંકલ** વિ. પાંજરાપોળનો

ડાંમ દીધેલ, રખડેલ
**આંકો** ન. આંકડો 'ગજને આંકો'
**આંખો** ન. આખલો
**આંગર** ના. આંગળી
**આંગરીઓ** ન. પુનર્લગ્ન કરેલી સ્ત્રી સાથે આવેલો આગલા ઘરનો દીકરો, આંગળી પકડીને આવેલો
**આંગૂઠો** ન. અંગૂઠો
**આંચ** ના. નુકસાન, જોખમ
**આંચર** ન. આંચળ
**આંજો** સ. તમારો ના.આંજીતમારી
**આંઞ** ના. ઈશારત બ.આંઞું, 'ગુંગે જ્યું આંઞું ગુંગા જાણે'
**આંઞણ** ન. કાજળ
**આંઞણી** આંખનો એક રોગ, 'અખ વિઞાયુ આંઞણી'
**આંટ** ના. આબરૂ, શાખ, 'ઉભે રે જી આંટ'
**આંટી** ના. વિરોધ, ગૂંચ
**આંટો** ન. ફેરો
**આંટો ફેરો** ન. આવ-જા
**આં તાં** અ. તમારા પરથી
**આંધાર** ન. અંધારું
**આંધાર પછેડો** ન. જેને ઓઢવાથી રાતે માણસ ન દેખાય એવું લૂગડું. વિક્રમ રાજા નગર ચર્ચા જોવા વખતે ઓઢતો
**આંધારણું** ક્રિ. અંધકારનું ઘેરાવું, વાદળનું ઘેરાવું
**આંધરા** ન. બ. આંતરડાં
**આંધરા ગુઝરા** ન.બ. આડા-અવળા એવા ગૂંચવાડા
**આંધારો** ન. અંધકાર
**આંનું** સ. તમારાથી
**આંભલાણું** ન. અંબલવાણું
**આંભૂરો** ન. અંબોડો
**આંલા** સ. તમારા માટે
**ઇગિયારો** વિ. અગિયાર
**ઇચી** ના. અંચી, અણુચી, રમતમાં અડાઈ
**ઇચિયારો** વિ. અંચી કરનાર
**ઇછો** અ. નકારાત્મક વલણનો શબ્દ, અંગૂઠો બતાવવો
**ઇજાર** ના. ચોરણો
**ઇટ** ના. ઈંટ
**ઇટા-ઇટી** ના. મોઈ-દાંડિયાની રમત
**ઇટિયાંસ પિટિયાંસ** ક્રિ. વ. ઠેઠું-પીઠું 'ઇટિયાંસ પિટ-યાંસ ગયે ડીઆં બાર' (પિરોલી)

**ઇટી** ના. ભિલ્લી, કટા, અબોલા, ટચલી આંગળી વડે બાળકો અબોલા લઈ લે તે

**ઇટીકિટી** ના. અબોલા

**ઇટો** ન. મોઈ–દાંડીઆની રમતનો દંડો

**ઇડછ** ના. ગંદરાક 'ઇડારી છ ઇડછ,' જેના પાછલા પગ ઘસાતા રહે એવો ઊંટ

**ઇણુખ** ના. ઇર્ષા, દંશ

**ઇણુખીલો** વિ. ઇર્ષાખોર, દંશીલો

**ઇત** અ. અહીં

**ઇતરે** અ. એટલે

**ઇતરે મેં** અ. એટલામાં

**ઇતા** અ. અહીંથી

**ઇતે** અ. અહીં

**ઇતોપિતો** ન. નાની મોટી બધી વાતો

**ઇન** સ. તે, તેણે, એણે

**ઇન જો** સ. એમનો

**ઇની** સ. એમણે

**ઇની જો** કા. એનો

**ઇના** સ. એના કરતાં

**ઇબલી** ઇબી ન. નામ

**ઇરાચી** ના. એલચી

**ઇલ** ના. શિલા, લાકડું, બેસવાની વસ્તુ

**ઇલકાઈ** ના. વાયડાઈ

**ઇલકો** વિ. વાયડો, ઇલકી–વાયડી

**ઇલા બિલા** ન. બ. આડું અવળું સમજાવવું તે

**ઇસમ** ન. શખ્સ, વ્યક્તિ

**ઇસમાલ ભા.** ન. આળસુ, કામનો ચોર

**ઇસમાલ કાજ** ન. સ્મોલ કોઝ (વિકૃતિ)

**ઇસરાર** ન. ભૂત–પ્રેત વગેરે

**ઇસાની** વિ. ઇશાન તરફની વીજળી, 'ઇસાની વિજ ને અબલ થા' મેહ વરસે

**ઇસ્થાપડી** ના. સ્ટોપર, બારી બારણાં ઉઘાડ–બંધ કરવાની કલ

**ઇંગોરા** ન ઝાડ પરથી ફળ ઉતારવાનું સાધન, લુહારનો સળીઓ દેવતા જલાવવાનો

**ઇંઢ** ન. એરંડાનું ઝાડ, 'સેલરી

ઈ

જે સંધ ઇઢ પાણી પીએ

**ઇંઢિયા** ન. બ. એરંડિયા, નન્નો બતાવવાનો શબ્દ

**ઈ** સ. તે

**ઈ જો ઈ જ** અ. એનો એજ

**ઈંતડી** ના. જાનવરના, કાન પર ચોંટી રહેતું જીવડું

**ઈધ** ના. ઈંદ, આનંદ, 'ચૈત ઈંધ ન ચૈત રૈનેં'

**ઈન ભીન ને સાડૂ તીન** વિ. ગપ્પા ગાંડપ્પા

**ઈમાની** વિ. ધર્મી

**ઈર** ના. ઈર્ષા

**ઈર ખીર** ન. મારા મારી

**ઈસ** ના. ખાટલાની બે બાજુનું લાંબું લાકડું

**ઈસા મૂસા** ન.બ. જેવા તેવા

**ઈં જો ઈં જ** અ. એમને એમ

**ઈંનું** ન. ઈંડું, કાળજ દેરાનો

**ઈંનોજ** ના. ઈંડામાંથી ઉત્પન્ન થયેલ, પિરોલીની એક જાત

**ઈંધો** ક્રિ. કૃ. આવશે, આવતો

**ઈંધો વેંધો** ક્રિ. કૃ. આવતો જતો

**ઉકડું** ના. ચોમાસાના કાદવથી પગનાં આંગળામાં થતો રોગ

**ઉકરણું** ક્રિ. પાર થઈ જવું, ઓળંગવું, ગળા નીચે ઊતરવું

**ઉકરંધલ** વિ. પાર થનાર

**ઉકરેલ** વિ. ઓળંગેલ, પાર થઈ જનાર

**ઉકલાત** ના. અંતરની શક્તિ

**ઉકંઢ ઉકાંઢ** ના. મિલનની તલપ

**ઉકંઢણું** ક્રિ. મિલન માટે તલપવું

**ઉકાર** ન. ઓળંગીને પાર થઈ જવું તે

**ઉકારણું** ક્રિ. ઉકાળવું

**ઉકરીંધલ** વિ. ઉકાળનાર પાર કરનાર

**ઉકારેલ** વિ. ઉકાળેલ

**ઉકાંસ** ના. ચિંતા, નવકાંકરી રમતની એક ચાલ

**ઉકેડો** ન. ઉકરડો

**ઉકેલ** ન. ઉકેલ

**ઉખડણું** ક્રિ. ઊખડી પડવું

**ઉખડેલ** વિ. ઊખડી પડેલ

**ઉખણુ** ના. કેડ–બાળકને કમર પર બેસાડવાનું સ્થાન

**ઉખણું** ક્રિ. નાખવું

**ઉખરાડ** ના. એક જાતની વનસ્પતિ. ખીચડી વગેરેનો બળેલો ભાગ

**ઉખરી** ના. ખાંડણી

**ઉખલણું** ક્રિ. ખોલવું

**ઉખલેલ** વિ. ખોલેલ

**ઉખલો** વિ. મોકળો, છૂટ

**ઉખેડીંધલ** વિ. ઊખેડનાર

**ઉગણું** ક્રિ. ઊગવું

**ઉગરો** વિ. તૂરો અને કડવો

ઉગાડથલ વિ. ઉગાડનાર
ઉગાડ ના. ઊપરાવવું તે
ઉગું ઉલે મેં અ. સૂરજ ઊગે-
આથમે ત્યાં સુધી
ઉગેં જો અ. સવારે
ઉગલ વિ. ઊગેલો
ઉગો ન. સવાર
ઉઘ ના. ખબર, 'ઉઘ ન કો
વાવડ'
ઉઘડણું ક્રિ. ઊઘડવું
ઉઘણું ક્રિ. લૂછવું
ઉઘાડ ના. ખૂલી જવું તે,
વરસાદનું ઊપડી જવું, નગ્નતા
'ભુખ વઈ ઉઘાડ આવઈ'
ઉઘાડો વિ. નાગો, ખુલ્લો
ઉચક અ. ઉપલક
ઉચકણું ક્રિ. જરા ઊંચું કરવું
ઉચક પીડા ના. સંતાપ, દુઃખ
ઉચું વિ. ઊંચું
ઉછકાર ના. મોટી પોક
ઉછટ ના. આંચકો
ઉછટા ઉછટ અ. એક દમ ઝડપથી
ઉછપુછ ના. નાની મોટી બધી વાત
ઉછરણું ક્રિ. ઊછરવું
ઉછલ ના. ઊછાળો
ઉછાંછરો વિ. ઊછાંછળો
ઉછે અ. ત્યાં
ઉછેધીઆ વિ. નબોદિયો,
લા વારસ, 'ઉછેધીઓ ના
આક સો વારસ
ઉજણું ક્રિ. ઢોળવાઈ જવું
ઉજાઈંધલ વિ. ઢોળવનાર
ઉજાયણું ક્રિ. ઢોળવી નાખવું
ઉજેલ વિ. ઢોળવાયેલ
ઉઞ ના. તરસ
ઉઞોઆ વિ. તરસ્યો
ઉઠાંગ ના. યુક્તિ
ઉઠાંગણું ક્રિ. ગણતરીનો
અંદાજ કરવો
ઉટાયણું ક્રિ. પાશ દેવો
ઉંડ ન. ઊંટ
ઉંડ પગ ન. ઝટકી જવું તે
ઉંડાટી ન. ઊંટવાળો
ઉંડાર ન ઊંટી સવાર 'ઉંડ
વેરી ઊંડાર વેરી'
ઉંડી ના.બ. ઊંટડીઓ ઉંડી
'મંઈ બકરી', બો કલોરો કાવ'
ઉંઠો ક્રિ. ભૂ. વરસ્યો
ઉડણુ વિ. ઉડનારો 'ઉડણુ તુરી'
ઉડણું ક્રિ. ઊડવું
ઉડંધલ વિ. ઊડનાર
ઉડાઈંધલ વિ. ઊડાવનાર
ઉડામ ખટલી ના. જૂની
વાર્તાઓમાં આવતી ઊડવાની
ખાટલી
ઉડાયણું ક્રિ. ઉડાવવું

**ઉડાં** અ. ત્યાં
**ઉડેલ** વિ. ઊડી ગયેલ
**ઉડૈ** ના. ઉધઈ
**ઉડકાયણું** ક્રિ. બારણું જરા આડું દેવું
**ઉડધ** ન. અડદ
**ઉડધીઆ** ન. અડદીઓ લાડુ
**ઉડ** ન. ઢગલો
**ઉઢાર** વિ. ઉઢાની (ભેંસ)
**ઉઢો** વિ. બહાદુર, એક નામ
**ઉણુજણું** ક્રિ. પાણી ઉલેચવું તે
**ઉણુજાઈંધલ** વિ. ઉલેચાવનાર
**ઉણુજેલ** વિ. ઉલેચાયેલ
**ઉણુણું** ક્રિ. વણવું 'ઉણી ઉણી ને ડૈયેં આયા'
**ઉણેલ** વિ. વણેલ
**ઉત** અ. ત્યાં
**ઉતકરે** અ. પેલી બાજુ
**ઉતપુત** ના. ચર્ચા, વાદ
**ઉતરણું** ક્રિ. ઊતરવું
**ઉતરેત** અ. ઉપલક
**ઉતરતીઆ** વિ. ઉપલકીઓ
**ઉતરંધલ** વિ. ઉતરનાર
**ઉતરાધો** વિ. ઉત્તર તરફનો
**ઉતરેલ** વિ. ઊતરી ગયેલ
**ઉતરો** વિ. તેટલો
**ઉતા** : ઉતાનું અ. ત્યાંથી
**ઉતે** અ. ત્યાં
**ઉતેં**. અ. ત્યાં જ
**ઉથ** ક્રિ.આ. ઊઠ, 'ઉથ નાખ્યું, વે નાખ્યું, નાળેં વાણા નર નિભાયું'
**ઉથડ** વિ. કઢંગું
**ઉથણું : ઉથીણું** ક્રિ. ઊઠવું
**ઉથલ** ના. ખેતરની ખેડનો એક આંટો
**ઉથલ મકડા** ન. બ. રૈકટની ફેરબદલી
**ઉથલાણું** ન. તરેવો
**ઉથલો** ન. ફેરો
**ઉથ-વે** ના. ઊઠ બેસ
**ઉથાપણું** ક્રિ. ઉખેડવું 'લિકડો થાપે બ્યો ઉથાપે'
**ઉથિથારણું** ક્રિ. ઊઠાડવું
**ઉથીંધલ** વિ. ઊઠનાર
**ઉથેલ** વિ. ઊઠેલ
**ઉધકણું** ક્રિ. ઊપડી આવવું
**ઉધડ** અ. ઊધડો, અનુમાનથી નક્કી કરવું
**ઉધડણું** ક્રિ. શીવેલું ખોલી નાખવું
**ઉધડી પોણું** ક્રિ. ઊતરડી જવું કપડાનું
**ઉધડેલ** વિ. શીવેલું ખોલાયેલ

ઉધડો વિ. અનુમાનનો
ઉધડો ગિનણું ક્રિ. ધમકાવી નાખવું
ઉધરકણું ક્રિ. ઝબકી ઊઠવું
ઉધરી વિગ્નણું ક્રિ. ભગડી જવું
ઉધરેલ વિ. બગડેલો
ઉધાન વિ. જવુ 'ખેતો ખાંટ રે', ડાખડો ઉધાન ડોકડે' જો'
ઉધાર ના. ઉધાર
ઉધારણું ક્રિ. ઊધારવું ચોપડામાં
ઉધારીંધલ વિ. ઊધારનાર
ઉધારેલ વિ. ઊધારેલ
ઉન સ. તે, તેણે
ઉન ના. ઊન
ઉન જો સ. તેનો
ઉની જો સ. તેમનો
ઉપગરો ન. ગુજરાન માટેનું કંઈક કામ
ઉપડણું ક્રિ. ઊપાડવું
ઉપડાર ના. વાત ઉચ્ચારવી
ઉપડીંધલ વિ. બોલનાર
ઉપડેલ વિ. બોલેલ
ઉપડામણી ના. ઉપાડવાનું મહેનતાણું
ઉપડેલ વિ. ચોપડેલ
ઉપર ન. ઊપરાણું
ઉપરતથા ના. વાત ઊપાડવી, ચર્ચા
ઉપરલા ન.બ. કોશની માંચીનાં સામ સામાં બે લાકડાં
ઉપરવડો ન. ઉપરવાસનું વરસવું 'ઉપરવડે જો મીં'
ઉપરાણું ન. ઊપરાણું, તરફદારી
ઉપરી ના. ખાટલાની બે બાજુની ટૂંકી લાકડી
ઉપસરો ન. ઉઘાડ, વરસાદનું ઊપડી જવું, વરાપ
ઉપાડ ના. ઊપાડ, ઊધાર
ઉપાડીંધલ વિ. ઉપાડનાર
ઉપાડેલ વિ. ઉપાડેલ
ઉફ્રદમાર ન. મારફાડ કરનાર, રખડુ
ઉફરકણું ક્રિ. છેતાપાણી થઈ જવું, ફૂલવું
ઉફાણ ના. ઊભરો
ઉફાણણું ક્રિ. ફૂલવું વાસણ ગરમ કરવું
ઉફાણેલ વિ. વાસણ ગરમ કરેલ
ઉબક ના. ઊબ
ઉબકણું ક્રિ. ઉપર તરી આવવું

**ઉભાકી** ના. બગાસું (હિંદી ઉબાસી)
**ઉભારો** ન. ભડકો
**ઉભાસ** ન. ઊભરો
**ઉભ ખુરીએં** અ. ઊભડક
**ઉભચોથ** ના. ઊભા રહેવાની એક ચોથ, માથે ઊભા રહેનાર-કટકી
**ઉભડક** અ. અદ્ધર
**ઉભણી** ના. ખેતીનું એક સાધન 'આવર ખટે ઉભણી'
**ઉભણું ઉભીણું** ક્રિ. ઊભવું
**ઉભનોરેં** અ. નહોર પર ઊભા થવું, બહુ ઉતાવળ કરવી.
**ઉભનોરેં અચણું** ક્રિ. માર-માટે ઉતાવળા થવું
**ઉભમનણુ** ન. આભને થાંભનાર
**ઉભરાણું** ક્રિ. ઊભરાવું
**ઉભરેલ** વિ. ઊભરાયેલ
**ઉભસુક** વિ. સુકાઈને સાંઠો થયેલો
**ઉભાઉભ** અ. એકદમ જલદી ઊભે ઊભે
**ઉભામણું** ક્રિ. ઊભરાવું
**ઉભામેલ** વિ. ઉભરાયેલ
**ઉભી** ક્રિ. આ. ઊભા રહે

**ઉભો માડૂ** ન. રોજનું કમાઈને રોજ ચલાવનાર
**ઉમજાઈયલ** વિ. ગૂંચવનાર
**ઉમજાયણું** ક્રિ. પ્રે ગૂંચાવાવું
**ઉમઝી પોણું** ક્રિ. મૂંઝાઈ જવું, ગૂંચવાઈ જવું
**ઉમજેલ** લો વિ. ગૂંચવાયેલ
**ઉમાડી** ના. ઊંબાડીયું
**ઉમાણુ** ના. અનામત
**ઉમાસ** ના. અમાસ
**ઉરલો** વિ. આગળનો
**ઉરસ** ન. દરગાહનો ઉત્સવ
**ઉરેંઆ** અ. નજીક
**ઉરેભ** ના. સરવાલ
**ઉરેંઠ** ન. રેંટિયો
**ઉલર્ક** ના. ફૂગ
**ઉલર્ક વિઝણું** ક્રિ. આથમી જવું
**ઉલક મુલક** ન. અલકમલક
**ઉલણું** ક્રિ. આથમવું
**ઉલથે** અ. સાંજે
**ઉલથો** ન. સાંજ
**ઉલરણું** ક્રિ. ઊછળવું, ઉથલી પડવું 'ઉલર પાણી પો પગ તેં'
**ઉલરેલ** વિ. ઊછળેલ
**ઉલારણું** ક્રિ. ઉછાળવું

**ઉબારેલ** વિ. ઉછાળેલ
**ઉભેલ** વિ. આથમી ગયેલ
**ઉલે** ના. કૂગ
**ઉસડ્ડ કુથાઈ ચે** વિ. મૂર્ખ, આંખતીલો
**ઉસદે મુસદે** અ. આમતેમથી ભેગું કરીને
**ઉસેડણું** ક્રિ. વધું ભેગું કરવું
**ઉસેડેલ** વિ. ભેગું કરેલ
**ઉસો** ક્રિ. આ. જા
**ઉંધરાવણું** ક્રિ. ઘંટીના થાળા-માંથી લોટ બહાર કાઢવું, "ડરે ડરે ને હલણી મેં ઉંધરાવણું"
**ઉંધરાયેલ** વિ. લોટ બહાર કાઢેલ
**ઉંધેરાણું** ન. આંધરણું, આંધણું
**ઉંથાણું** ના. વાવલવું, ફૂંકાતા પવનથી દાણા-ફોતરા છૂટાં પાડવાં

**ઊ**

**ઊ** સ. તે
**ઊચાડો** ન. ઊચાળો 'રાત સાઈ ત ભરેઓ ઊચાડા'
**ઊઢણ : ઓઢણ** ન. ઓઢવાનું
**ઊઢણ વિછાણ** ન. ઓઢવા પાથરવાનું
**ઊ જ** સ. એ જ
**ઊ જે ઊ જ** સ. એ નો એ
**ઊજારો** ન. ઊજાસ
**ઊણપ** ના. અધૂરાશ
**ઊણું** વિ. અધૂરો, ઓછો
**ઊતરોડ** ના. ઊતરડ
**ઊધ** ના. ગાડાની આગળનો લાંબો ભાગ
**ઊધમાત** ન. તોફાન
**ઊધમાતીઓ** વિ. તોફાની
**ઊધરાવો** ન. ચિંતા, વ્યગ્રતા
**ઊધામા** ન. બ. ચિંતાના વિચાર
**ઊનાણું** ના. ઊંડાણુ
**ઊનારો** ન. ઊનાળો
**ઊનું** વિ. ઊંડું
**ઊરાઊર** અ. એકદમ જોરથી
**ઊલાર** ન. ઊલાળ, ગાડાના પાછલા ભાગમાં વજન વધી જવું, ગાળ બેસતું ધૂંસરું વળી આવવું
**ઊલારીઓ** ન. ભારણું બંધ કરવાનું લાકડું, ફેંકી દેવું તે
**ઊંદેડો** ન. બાજરનું કણસું
**ઊં** સ. તે રીતે
**ઊંધણ** ના. ગાડાની ઊંધણું ક્રિયા
**ઊંધણું** ક્રિ. ગાડાના પૈડાની ધરીને તેલ વડે લીસી

કરવી તે (—સ્યુલીકેશન)
**ઊંધરાઈ** ન. ગાડાના પૈડાની બંને બાજુનું ચામડાનું સાધન
**ઊંધેલ** વિ. સીસી કરેલ
**ઊંટડો** ન. ગાડાને આગલે છેડે જમીન પર ખૂંચતું લાકડું
**ઊંથારો** ન. બાળકને થતું સ્વપ્નનું દબાણ
**ઊંધો** ન. ગરમ કપડાં ખાઈ જનાર જંતુ
**ઊંધમતીઆ** વિ. ઊંધી મતિ વાળા
**ઊંધરી** ના. મૂળના બાલ નીકળી જાય એવો રોગ
**ઊંધાઈ** ના. ઊંધાપણું
**ઊંધુ** ના.બ. ગાડાના બે હાથેલાને જોડતી જાડી બે પટી
**ઊંધેડી** ના. ઊંદરડી
**ઊંધો** વિ. અવળો
**ઊંનઈ** વિ. ઓગણીસ
**ઊંનાણુ** ના. ઊંડાણુ
**ઊંનુ** વિ. ઊંડું
**ઊંભર** ન. ઊંબરો

**એ**

**એ** અ. અરે
**એકડાણીઉં** ન. ગળામાં પહેરવાનું એક ઘરેણું
**એકઈ** વિ. એકવીસ
**એક ડારીઆ** ન. એકડાણીઉં
**એકી** ના. બેકી નહિ પણ એકી-ની સંખ્યા, પેશાબ
**એકીબેકી** ના. એક જાતની રમત જુગાર જેવી
**એકો** ન. નિશાન, ગંજીફાનું એક દાણાનું પાનું
**એડ** ના. એડવાડ
**એડો** વિ. એવડો : **એડો** એવો
**એણુ** ના. એરણુ
**એણું** ન. ગાય ભેંસ વસૂકવાથી દૂધ ન દે તેટલો સમય
**એધી** વિ. આળસુ
**એનમેન** અ. આબેહૂબ
**એભ** ન. એબ
**એમરી** ના. લુહારના એક ઓજારને ઘસવાનો પથ્થર
**એરેં** અ. એમ
**એલફેલ** ન. અપ[illegible]
**એલી** ના. વરસાદની [illegible]
**ઓસરી વિઞાણું** ક્રિ. ઊતરી જવું
**ઓસરેલ** વિ. ઊતરી ગયેલ
**એંકાર** ન. અહંકાર
**એંકારી** વિ. અહંકારી
**એર** ન. ન. રેંટિયો

અેડો ન. શિકાર
અેથામ ન.અનંતકાળ
અેથાલ ન. કુટુંબ
અેં ક્રિ. વ. છે (બહુવચન)
અેથાં ક્રિ. વ. છું.
અેંસું ક્રિ. વ. છીએ.
અેંયેં ક્રિ.વિ. છે (બહુવચન)
અેંયાં ક્રિ. વ. છીએ

ઓ

ઓકણું ક્રિ. ઊલટી કરવી
ઓકારી ના. ઊલટી
ઓગા ન. જૈન સાધુઓનો ગુચ્છો, રજોહરણ
ઓઝ ના. અંકુરાશ
ઓઝ કનું વિ. ઓછું સાંભળનાર
ઓછપ ના. અંકુરાશ
ઓછારો ન. ઊછાળો
ઓછો વિ. ઓછું
ઓજરી ના. હોજરી
ઓજરો ન. પેટ (તિરસ્કાર વાચક)
ઓટો ન. ઓટલો
ઓડો અ. નજદીક
ઓડો ન. પડછાયો, ખેતરમાં ઊભો કરેલો ચાડિયો, અક્કલ વિનાનો
ઓતણું ક્રિ. રેડવું-ગળામાં
ઓતરો વિ. ઉત્તરાદો
ઓતાર ન. નશાનું ઊતરી જવું
ઓતારો ન. ઊતારો
ઓતીંધલ વિ. રેડનાર
ઓતેલ વિ. ગળામાં રેડેલ
ઓપ ન. ચમક
ઓપણી ના. ચમક આપવાનું સોનીનું સાધન
ઓપણું ક્રિ. ચમકતું કરવું
ઓપા ન. ઉપાય
ઓપાઈંધલ વિ. ઊજાળનાર, ચમકાવડાવનાર
ઓપાડો ન. અહંકાર, ઊપાડી ઝાલવું
ઓપાયણું ક્રિ. ઉપજાવવું
ઓપીંધલ વિ. ચમકાવનાર
ઓપેલ વિ. ચમકાવેલ
ઓભરો ન. હેરા વીંટવાનો સાળનો પંખો
ઓભા ના. ઉપાધિ 'સોબા ઈતરી ઓભા'
ઓભાલો ન. ઠપકો, ઉપાલંભ
ઓયણી ના. ઓરણી ખેડૂતની
ઓરખાણ ના. ઓળખાણ
ઓરગાણું ન. મેલો, ગંદો

e-dook Macker : Lalji Mevada "swapna"

**ઓરગોર** અ. ન્યોછાવર

**ઓરણું** ક્રિ. નાખવું

**ઓલીરા ગોલીરા** ન. એક રમત, ગૂંચણું

**ઓસાં** ન. ઓસમાણ

**ઓસિયારો** વિ. ઓશિયાળો

**ઓસીકો** ન. ઓશીકું

**ઓ** ન. આઉ-ગાય ભેંસનું દૂધનું આઉ

**ઓઇસ** ન. ભડકો 'ઊભગી ઓઇસ કરે'

**ઓખ** ના. નકાર

**ઓખડ** ના, ગાયો ભેંસો ખાતાં છોડી દે એવા જાડા રાડા, ગાય મેલું ખાય તે

**ઓખડીઆ** ન. ઓખડ ખાનાર, રખડનાર

**ઓખાઈ** ના. મુશ્કેલી, ઓખા નો રહેવાશી

**ઓખાણ** ના. અઘરાપણું, મુશ્કેલી

**ઓખાત** ના. વંશ (તિરસ્કાર વાચક)

**ઓખો** વિ. અઘરો, મુશ્કેલ

**ઓગૂઠ** ના. ગાયો ભેંસોના ખાવામાંથી વધેલું

**ઓગન** ન. તળાવનું પાણી જ્યાંથી છલકાય તે સ્થાન

**ઓગનણું** ક્રિ. તળાવના પાણી-નું છલકાઈ જવું

**ઓગિનેલ** વિ. છલકાઈ ગયેલ

**ઓગમ** ન. ઘામ, ગરમી

**ઓગરાઈ** ના. ઓડકાર

**ઓગાર** ન. જાનવરોનું વગોળવું

**ઓગારણું** ક્રિ. વાગોળવું

**ઓચંધો** અ. અણધાર્યો

**ઓછવ** ન. ઉત્સવ

**ઓછાઈયો** ન. ઓઢ કપટ, પડછાયો

**ઓછાડ** ન. ચાદર

**ઓછે** અ. ત્યાં

**ઓજરણું** ક્રિ. ઊંઘનાં ઝોકાં ખાવાં

**ઓજાગડ** ના. જંગલનો આડો રસ્તો

**ઓજાર** ન. અટકળ, હથિયાર

**ઓઝસરો** ન. કચરાપટી

**ઓડેંગો** ન. ટેકો

**ઓઠાણું અચણું** ક્રિ. જાન-વરનું સંવનન કાળમાં આવવું, બહુ ઉતાવળ કરવી

**ઓડે** અ. જેમ તેમ

**ઓઠો** ન. કહેવત, ઉદાહરણ, નિશાન

**ઓ** ૧ ના. સૂકું હવામાન

**બન** ન. દવ
**બનિયાર** વિ. બનીનું
**બની** ના. કચ્છી ઉત્તરે આવેલ એક પ્રદેશ-રણ વચ્ચેનું
**બનીઆઉ** વિ. બનીનું (ઘી)
**બપડો** ન. ઘંટી, 'ન કાં બાવડી બપડો'
**બ પારો** વિ. બે બાજુનો
**બ પુડી** વિ. બે પડ વાળી
**બ પોતો** વિ. બે પોત વાળો
**બ પોર** ન. મધ્યાહ્ન, બ, બપોર
**બ પોરા** ન. બ. બપોર પછીનું ચોડું ખાણું
**બપોરિયા** ન. બ. દિવાળીના દિવસોની ફુલઝડી
**બમણું** વિ. બેવડું
**બમુઈ-બમોઈ** ના. બે મોઢાં-વાળી આંધળી ચાકણ
**બય-બોય** વિ. બંને
**બર** ન. બળ
**બરઈ** ના. તાજી વિયાયેલ ગાય ભેંસના ખીરામાંથી બનાવેલ ખાદ્ય પદાર્થ, બળી
**બરછો** ન. તળાવ કે કૂવાના પાણીમાં ઊભો કૂદકો લગા-વવો તે, એક વહાણ
**બરણું** ક્રિ. બળવું
**બરતણ** ન. બળતણ
**બરતરા** ના. બળતરા, બળાપો
**બરતો** ન. ભડકો
**બરપચ** ના. બળવું પચવું
**બર મુઆરો** ન. એક ઘાસ એની સાવરણી બને છે
**બરલો** ન. એક જાતનું ઘાસ
**બરાગરી** ના. તાવના વાયરા
**બરાલ-બરોલ** ના. પેટની ગાંઠ
**બરી** ના. ઝીણો તાવ
**બરૂકાઈ** ના. બળકાપણું
**બરૂકો** વિ. બળવાન
**બરો** ન. તાવ
**બલકાર** ન. ઉત્સાહ
**બલકારણું** ક્રિ ઉત્સાહ આપવો
**બલૈયો** ન. હાથમાં પહેરવાનો ચૂડો હાથી દાંતનો
**બવાસીઆ** ન. બ. હરસ
**બસર** ના. ચોકડીની વાવણી
**બસાંખી** વિ. બે સાંખવાળી
**બસિફો** વિ. બે છીપનો
**બસિફો મોતી** ન. ઉત્તમ માતા પિતાનો પુત્ર
**બંધ** ન. ઈલાજ 'બ્યો કો લગો ન બંધ'
**બંગલી** ના. બંગડી, નાનો બંગલો
**બંડી** ના. બંડી

**બંધ** ન. બંધન, કુંભે
**બંધછોડ** ના બાંધ છોડ
**બંધણ** ન. સંબંધ, પેટ પર કંઈક બાંધવું
**બંધણું** ક્રિ. બાંધવું, બાંધણી બાંધવી
**બંધવારી** ના. જામી ગયેલી જમીન
**બંધાણ** ન. વ્યસન, પેટ પર કંઈક બાંધવું દવાનું
**બંધાણી** વિ. વ્યસની ક્રિ. ભૂ. બંધાઈ ગઈ
**બંધેજ** ન. કબજિયત
**બધેલ** વિ. બાંધેલ
**બંભો** ન બંબો
**બા** ન. બાવાનું ટૂંકું રૂપ
**બાઈ** વિ. બાવીસ
**બાકડ બોલો** વિ. બટાક બોલો
**બાખડણું** ક્રિ. બાઝી પડવું
**બાખડંધલ** વિ. બાઝનાર
**બાખડેલ** વિ. બાઝી પડેલ
**બાઘો** વિ. બોઘા જેવો, સનો
**બાજ** ના. દયા
**બાજર** ના. બાજરી, આયુષ્ય
**બાટ** ના. ગંજીફાની પીસ, સડો લાગી જવો તે
**બાટણું** ક્રિ. ગંજીફો પીસવો
**બાટાઈ વિઅણું** ક્રિ. ફુગાઈ જવું, સડી જવું
**બાટાયણું** ક્રિ. પ્રે. સડાવી દેવું
**બાટી** ના. દેવતામાં શેકેલ જાડી રોટી
**બાટેલ** વિ. બટાઈ ગયેલ
**બાડો** વિ. આડી આંખ વાળો
**બાડધી** ના. ડોલ
**બાઢો** વિ. મોળા સ્વાદ વાળું (પાણી)
**બાન** ન. કેદ પકડેલ
**બાની** ના. બાંદી, દાસી
**બાનું** ન. બંદો, બહાનું
**બાપો મારી** ના. મારામાર, તોફાન
**બાબત** ના. વિદ્યાર્થીનું ઘર-કામ, હકીકત
**બાબલ** ન. બાપ
**બાબાણી બોલી** ના. કચ્છી બોલી, પિતૃભાષા
**બાબાણું** વિ. બાપ દાદાનું
**બાબીડો** ન. હોલો, બાબીડા, બઈવાર, કડે વેને કચ્છડે
**બાબૂડી** ના. કોશની માંચીમાં નાખવાની લોઢાની ખીલી, મોટી કોડી
**બાયડી** ના. સ્ત્રી
**બાયણું** ન. બારણું

**બાયલો** વિ. કાયર, બૈરી જેવો
**બારઈ** ના. બારની મંડળી
**બારણું** ક્રિ. બાળવું
**બારપગી** ન. બહાર ફરનારી
**બારભાઈ જો રાજ** ન. કચ્છની જૂની પાર્લામેન્ટરી કાર્યવાહી
**બારસાંખ** ન. બારશાક
**બારાતુ** વિ. બહારનો
**બારેલ** વિ. બાળેલ
**બારોતો** ન. બાળક નીચે પાથરવાનું કપડું
**બાહ્રો** વિ. બાર
**બાં** ના. બાઈ, સ્ત્રી, વૈદની સ્ત્રી
**બાંએણ** ન. બાળતણ
**બાંક** ન. બાંકડો, પાટલી
**બાંગ** ના. અજાન
**બાંગો** વિ. બાંગ પોકારનાર
**બાંડો** વિ. કઢંગો
**બાંડાઈ** ના. લુચ્ચાઈ
**બાંઢીસ** ન.બ. પગની પીંડીપર બાંધવાના પાટા, બેન્ડેજીસ
**બાંઢો** વિ. પૂછડા વગરનો, લુચ્ચો
**બાંધણી** ના. ખત્રી લોકોની બોળી પરની બાંધણી
**બાંધો** ન. ખેતરને ફરતો માટીનો ટીંબો, શરીરનું કદ
**બાંફ** ના. બાફ, વરાળ
**બાંફણ** ન. એક લડાયક જાતિ
**બાંફેલો** ન. બાફેલા જેવું
**બાંફણું** ક્રિ. બાફવું
**બાંફીંયલ** વિ. બાફનાર
**બાં-બેલી** ન. હાથ ઝાલનાર, આશ્રયદાતા
**બાંભ** ન. ના. વ્યક્તિને લઈ જાય એવું જાનવર
**બાંભણ** ન. બ્રાહ્મણ
**બાંભણાસર** ન. બ્રાહ્મણાબાદ (સિંધનું)
**બાંભલાઈ** ના. બગલમાં થતી ગાંઠ
**બાંભૂડી** ના. ગુણીમાંથી ધાન કાઢવાનું અણીદાર સાધન
**બિકત્રિક** ના. ભુસરૂક
**બિકી-બિંકા** ના. ન. બે દાણાનું ગંજીફાનું પાનું
**બિછાઈ** ના. ભેદભાવ
**બિજ** ન. બીજ
**બિજાઈ-બિજાણ** ના. બીજ
**બિજો** ન. બી
**બિજોરો** ન. એક જાતનું લીંબુની જાતનું મોટું ફળ
**બિઠો** વિ. બેવડો
**બિડ-બિડ** ના. ગુફા, જંગલી જાનવરોને રહેવાની જગા
**બિરોડી-ઢી** ના. ફેકડી

**ખિલાંગ** ના. છલાંગ
**ખિલો** ન. ચન્દક
**ખિલોરી** વિ. કાચની એક જાતનું
**ખિસર** ન. વર્ણસંકર, બેલાઈનની વાવણી
**ખિંદ** ના. નાની ટેકરી, નાની ચપળ વ્યક્તિ, અણી
**ખીડ** ન. ઘાસનું મેદાન
**ખુઆર** ન. વાસીદું (હિંદી: બુહાર)
**ખુઆરણું** ક્રિ. વાસીદું વાળવું હિંદી–બુહારના
**ખુઆરી** ના. સાવરણી, ઝાડુ
**ખુઆરીંધલ** વિ. વાસીદું વાળનાર
**ખુઆરેલ** વિ. વાળેલ
**ખુક** ન. બે હાથનો ખોબો
**ખુકખન** વિ. ખોબા જેટલું
**ખુકણું** ક્રિ. ઝીલવું
**ખુકાયણું** ક્રિ. પ્રે. ઝીલાવવું
**ખુકી** ના. ખળાં ભરવા વખતે આપવામાં આવતા દાણા
**ખુકીંધલ** વિ. ઝીલનાર
**ખુગચો** ન. ડોયો
**ખુચ** વિ. ઠોઠ, બેવકૂફ
**ખુચકારણું** ક્રિ. લાડ લડાવવાનો એક અવાજ કરવો
**ખુચકારો** ન. લાડ, એક અવાજ
**ખુચકી** વિ. અણીવાળી (દાઢી)
**ખુચી** ના. અણી, ચૂંચ
**ખુજણુ** વિ. જાણકાર, લાલ બુઝક્કડ, (કટાક્ષ)
**ખુજણું** ક્રિ. જાણવું
**ખુજંધલ** વિ. જાણનાર
**ખુટ** વિ. ઘેરાયેલો (ચારેકોરથી)
**ખુટ્ટુ** ના. ચૂનાવાળી હલકી જમીન
**ખુઠણું** ક્રિ. બોડું કરવું
**ખુઠો** વિ. અબળો, અણી વિનાનો
**ખુડ** ક્રિ. આ. બૂડી મર (તિરસ્કાર)
**ખુડણું** ક્રિ. ડૂબવું
**ખુડંધલ** વિ. ડૂબનાર
**ખુડાયણું** ક્રિ. પ્રે. ડુબાવવું
**ખુડલ** વિ. ડૂબેલો
**ખુડરો** વિ. ડોસલો
**ખુડો** વિ. ઘરડો
**ખુથ** ન. બોથો
**ખુથ ખુથાણી** ન. બોથા જેવું
**ખુથાયણું** ક્રિ. કહેવું (સિંધી)
**ખુરી** ના. બાજરાની ફોતરી
**ખુરો** ન. રજકણ
**ખુસ** અ. શબ્દ
**ખુંઠ** ન. બોરની ઉપલી દાંડી (બેર જો ખુંઠ)

**બુધિયાર** ન. પીઠ પર ભમરીવાળો બળદ

**બુંધો** ન. કાનમાં પહેરવાનું એક લટકણિયું માનતાનું

**બુંભ** ન. ઉંબર

**બુંભા** અ. ઉંબરમાંથી

**બૂ-બૂઅ** ના. વાસ

**બૂ** ન. એક જાતની કપાસ જેવી વનસ્પતિ

**બૂઆડ** ના. રાડ

**બૂઆડણું** ક્રિ. રાડ પાડવી

**બૂઆડીંધલ** વિ. રાડો પાડનાર

**બૂટ** ના. કાનની નીચેનો ભાગ

**બૂટા** ન. બ. જાર-બાજરીની કાપણી પછી જમીનમાં રહેલો મૂળિયાંનો ભાગ

**બૂટાલુક** ન. મૂળી હક

**બૂટા બારણું** ક્રિ. કંકાસ કરાવવો

**બૂણી** ના. બોણી

**બૂથ** ન. ડાચું 'બકરે જેડો બૂથ'

**બૂબાટા** ન. બ. રાડારાડ

**બૂર** ન. બાજરાનાં ડૂંડાં પર બેસતી ફૂગી

**બૂરો** ન. ઝીણો ચૂરો, બાજરાના દાણા પરનું ફોતરું

**બૂરો બૂરો** ન. ચૂરો ચૂરો

**બૂસર** ના. તમાચો

**બૂસાટણું** ક્રિ. ઝડપી લેવું

**બૂસાટીઆ પીર** ન. રામદેવ-પીર (રોહાના જખના મેળાને ભાંગવા માટે ખેંગારજી બાવાના વખતમાં રામદેવ પીરનો મેળો જોર જુલમથી ભરવામાં આવતો હોવાથી લોકો રામદેવપીરને બૂસાટીઆ પીર કહેવા લાગ્યા)

**બૂંગણ** ના, મોટી મોલ પાથરવાની

**બૂંચણું : બીંચણું** ક્રિ. મીંચવું

**બૂંચાયણું** ક્રિ. પ્રે મિંચાવવું

**બૂંચીંધલ** વિ. મીંચનાર

**બૂચેલ** વિ. મીંચેલ

**બે** સ. બીજાએ

**બેઆ** વિ. બીજો

**બેડો** વિ. બેલડા

**બેડી** ના, બોડી, હોડી

**બેડીઆત** ન. વહાણવટી

**બેડો** ન. મંડળ, વહાણ

**બેર** ન. બોર

**બેરી : બેરોડી** ના. બોરડી

**બેરીઆ** ન. એક જખનું નામ

**બેલ** ના. જોડી

**બેલાણ** ના. ઘોડા પર બે જણની સવારી

**બેલી** ના. સાથી, દોસ્ત

બેલીડા ન. બ. દોસ્તો
બેવડ બંધો વિ. બેવડા બાંધાનો
બેસર ન. વર્ણસંકર, એકજાતની
વાવણી
બેસરાણું વિ. બાપ થરીઓ મા
ખારાણુ એવો ઊંટ, વર્ણ-
સંકર
બેથડ ના. જોરથી ઘા કરવો તે
( બેથડ પાવને)
બેં વિ. બીજાઓએ
બેંતાલા ન. બ. બેતાળીસ
વરસે આંખે ચશ્મા આવવાં તે
બેં-બેં ન. બકરીનો અવાજ
બૈ ના. ચુમ્મસ વિ. બીજી
બોક ના. ચામડાની ડોલ
બોકડ વઢ ન. ગરદન પરનો ઘા
બોકાની ના. બુકાની
બોખાઈ ના. બોખાપણું
બોખો વિ. દાંત વગરનો
બોગરી ના. સાવરણી
બોથાઈ ના. સૂનપણું
બોથો વિ. સૂનો
બોચો વિ. કાન વિનાનો
બોજ ન. ભાર
બોટણું ક્રિ. એઠું કરવું
બોટી ના. માંસની કટકી
બોટેલ વિ. એઠું કરેલ

બોડ અ. અશક્ય જ્યારે શક્ય
બને ત્યારે વપરાતો શબ્દ
'બોડ આંઈ આયા'
બોડાઈ ના. બહેરાપણું
બોડો વિ. બહેરો
બોડો ઢિઢ વિ. બહુ બહેરો
બોડો બેંતાલો વિ. પૂરું જોઈ
સાંભળી ન શકે એવો
બોથણું ક્રિ. પેટાવવું (દીવો)
બોરો ન. ગૂણીનો કોથળો
બોલ ચાલ ના. બોલી ચાલી
બોલ છા ના. બોલાશ
બોલા ચાલી ના. થોડી તકરાર
બોઈ કુટણી ક્રિ. પેડો કાટવો
બોક ના. વાસ
બોકણું ક્રિ. વાસ આવવી
બોથ વિ. બંને
બોર ના. વિપુલતા
બોરો વિ. ઘણું
બોંઘણુ ન. બોઘરણું
બ્યો વિ. બીજો

## ભ

ભાઈ ન. ભાઈનું ટૂંકું રૂપ
ભઅણું ક્રિ. ભરડવું
ભઅંડીંધલ વિ. ભરડનાર
ભક ના. લવારો
ભકણુ ન. બકવાટ

ભકણું ક્રિ. બકવું
ભકભક ના. બકબક
ભકા ના. ગજું
ભકાલી ન. બકાલું વેચનાર
ભકાલો ન. બકાલું
ભખણું ક્રિ. ઝબકવું
ભખ ભખ અ. ઝબક ઝબક
ભખમલ ના. મખમલ
ભખિયો ન. જમવા વખતે કોઈ ભૂખેલાની નજર લાગવી તે
ભખીલ વિ. કંજૂસ
ભખેડો ન. બખેડો
ભગલ ના. બગલ, વિ. ભાંગેલ
ભગાડ ન. નઠાર
ભગત ન. હરિજન, ભક્ત
ભગતી ના. ભક્તિ
ભગો વિ. ભાંગેલો, 'ભગો ભાણુ ઠાંઠારે વિઠો,' ક્રિ. ભૂ. ભાગ્યો
ભચણ ન. બચવું તે
ભચણું ક્રિ. બચવું
ભચલ વિ. બચી ગયેલ, એક નામ
ભચંધલ વિ. બચનાર
ભચેં છાલ અ. ભગવાન કરે ને તું જીવતો રહે!
ભછ ના. કૂતરાનું બસવું-ચોંટવું તે
ભજર ના. બજર, 'ભુજ બજર સૂધે, કચ્છ છિકે'
ભજર ભટ્ટ ન. ટમેટાનું જૂનું નામ
ભજાણિયું ન. બજાણીઓ
ભઝર ન. વઝર
ભઝરી ના. ગઢનો ચોરસ કોઠો
ભજ ના. દોડાદોડ, ક્રિ. આ. ભાગી જા!
ભજ ભજ ના. ભાગમ ભાગ
ભજણ ન. ભાગવું તે
ભજણું ક્રિ. ભાગી જવું
ભજ તરસ ના. નાસ ભાગ
ભજંધલ વિ. ભાગનાર
ભજાયણું ક્રિ. ભગાવવું
ભજેલ વિ. ભાગેલ
ભટ ન. ભાટ
ભટકણું ક્રિ. રખડવું
ભટકલ વિ. રખડેલ
ભટાકો ન. ગુસ્સો ચડી જવો તે
ભટાબોર ન. થોડું ખાવાનું
ભટારો વિ. મારેલો, (લાડનું નામ)
ભટ્ટુ ન. વીંછી, 'ટક ટક મથે ભટ્ટુ'

**ભટાડો** ન. ઢેફાં ભાંગવાની ધોક
**ભઠ** ન. તાપ, વિ. ઘણો કાળો
**ભઠી** ના. મોટો ચૂલો
**ભડો** ન. દાગ, ચાંદું, મોટી ભઠી
**ભટર** ન. કમરનો પાછલો ભાગ
**ભડ** વિ. મોટો
**ભડવાઈ** ના. હલકી દલાલી
**ભડાકો** ન. બંદૂકનો અવાજ
**ભડુઓ** ન. હલકો દલાલ
**ભત** ન. ભોજન, જમણવાર
**ભતખાઉ** વિ. ખાઈ ખુટાડનાર
**ભતાર** ન. ભાત, ખેતર વાડી પર કામ કરનાર માટેનું ખાણું
**ભતો** ન. ભાતું, ટીમણ, 'ભતો ન કેંજી બગલ મેં'
**ભથ** ના. આળ
**ભથક** ના. બતક, પાણી ભરી રાખવાનું માટીનું સાધન
**ભથકડી** ના. નાની બતક
**ભથભાઈ** વિ. જરાકમાં ભાગે તૂટે એવું, આળ ચડાવે એવો
**ભથરો** ન. ભાદરવો
**ભથલ સથલ** ના. ફેરબદલી
**ભથારાં-ભથારૂં** અ. તરફ
**ભથીના** ના. જાડી પાડી એવી
**ભથો** વિ. જાડો અને અક્કલ વિનાનો
**ભનણું** ક્રિ. બનવું
**ભનથલ** વિ. બનનાર
**ભનાં** ના. બનાવ, હકીકત, રચના
**ભનેટી** ના. બનેટી
**ભનેલ** વિ. બનેલ
**ભફ** અ. એક અવાજ
**ભફા** ના. ભાળવું પડી જવું
**ભફાક** ન. પાણીમાં પડવાનો અવાજ
**ભફાંગ** ન. કોઈ કચવાય એ અવાજ
**ભભકણું** ક્રિ. ભભૂકવું
**ભભકુની** ના. જાડી મોટી છોકરી, એવી વ્યક્તિ (કટાક્ષ)
**ભભૂ** ન. ચંબૂ
**ભભૂત** ના. વિભૂતિ
**ભભૂતીઓ** વિ. ભભૂતિ ચોળેલ
**ભભૂલો** ન. બજર ભરવાનું નાનું માટીનું કુલડું
**ભમ** વિ. પોચો
**ભમાંડથલ** વિ. મારનાર, રખડાવનાર
**ભમકાયણું** ક્રિ. મારવું
**ભમ ચક્કર** વિ. અર્ધ પાગલ
**ભમણ** ન. ભમવું તે
**ભમણું** ક્રિ. ભમવું, રખડવું

**ભમંધલ** વિ. ભટકનાર
**ભમરકડી** ના. ફરતી ચકરડી
**ભમર ગરીઓ** ન. એક જાતનો ભમરડો
**ભમર ગોલીરો** ન. એક જાતની રમત
**ભમરી** ના. એક માખી
**ભમરો** ન. કપાળ પરનો વાળનો ચકરાવો
**ભયડણું** ક્રિ. ભરડવું
**ભયડીંધલ** વિ. ભરડનાર
**ભર** ન. સો જઈ (કાંટાનો મોટો ઢગલો)
**ભરક** ન. મોટો ખાડો, પેટ
**ભરકત** ના. બરકત
**ભરક ભરણું** ક્રિ. પેટ ભરવું
**ભરખ** ન. ભક્ષ્ય
**ભરખણું** ક્રિ. ખાઈ જવું
**ભરડો** ન. ભીંસ
**ભરણું** ક્રિ. માપવું, ભરવું
**ભરત** ન. નોતીકાની રમતમાં ત્રણ કાંકરીનું સીધી લાઈનમાં આવવું તે
**ભરપ** ના. માપવું તે
**ભરપાઈ** ના. ચૂકવી દેવું, પૂરું કરવું તે
**ભર ભરામણ** ના. ભલામણ વગેરે
**ભરમ** ન. ભ્રમ, ભેદ
**ભરમાયણું** ક્રિ. પ્રે. ભરમાવવું
**ભરા** અ. બાજુ, થી
**ભરાધ** ના. માથે પડનાર બોજો
**ભરાભર** અ. બરાબર
**ભરામણ** ના. ભલામણ
**ભરાયણું** ક્રિ. ભરાવવું
**ભરી** ના. ભારો
**ભરીંધલ** વિ. ભરનાર
**ભરેલ** વિ. ભરેલું
**ભર્યો-ભરેઓ** ન. વસ્તુ
**ભર્યો ભરમ** ન. બાંધી મૂઠી
**ભલ** વિ. ભલો
**ભલ ઘોડો** ન. ભલો નાનો ઘોડો
**ભલ ભલા** વિ. ભલ ભલેરા
**ભલ ભલેરી** વિ. એક બીજાથી અધિક
**ભલા** અ. હો! ના. ભલા, વિ. સારા
**ભલાઈ** ના. ભલાપણું, ઉપકાર, 'ભા તો જી ભલાઈ'
**ભલાધૂર** ન. ભલા દૂર રહો! બાવાની સલામનો શબ્દ
**ભલા માડૂ** ન. હે ભલા ભાઈ!
**ભલી** વિ. ઘણું દૂધ દેનારી

ગાય-ભેંસ, સારી માતેલી
**ભલી કરે** અ. ઘણી ખુશીથી
**ભલીવાર** ના. સારાપણું, કાર્ય-શક્તિ
**ભલે** અ. ભલે!
**ભલેરો** વિ. વધુ ભલો
**ભલો** વિ. માતેલો અને સારું કામ કરનારો (બળદ)
**ભલોટ** ન. રાજપૂતની એક જાત, એક ગામ
**ભવાઈચો** ન. ભવૈયો
**ભવાડો** ન. નાલેશી, ફજેતો
**ભવીસ** ન. ભવિષ્ય
**ભસ** અ. બસ.
**ભસમ** ના. ભસ્મ, સળગી જવું તે
**ભંગ** ના. ભાંગ, વિક્ષેપ
**ભંગીઓ** ન. ભંગી, ઝાડુ વાળનાર
**ભંગણું** ક્રિ. ભાંગવું 'લિચક ભંગીઓં ? ભગ્ન ભગ્ન
**ભંગીંધલ** વિ. ભાગનાર
**ભંડારો** ન. ઉત્સવ
**ભંધ** ન. કેદખાનું
**ભંધૂક** ના. બંદૂક
**ભંધૂકીઓ** વિ. બંદૂકવાળો
**ભંધી** ના. બંદી, કેદી
**ભંધો** ન. બંદો, 'હિકડી ભંધો જે મનમેં બઈ કરે અલા'
**ભંભાર-ભંભાલ** ન. જંજાળ
**ભંભોર** ના. સિંધનું એક શહેર
**ભા** ન. ભાઈ
**ભાઉ-ભાઉડો** ન. બાળકને બીવડાવવાનો શબ્દ
**ભાકીં** અ. બાકી
**ભાગ** ન. નસીબ, ભાગ
**ભાગજોગેં** અ. ભાગ્ય વશાત્
**ભાગ ભટાઈ** ના. વાડી ખેતરની પેદાશનો ભાગ
**ભાગા ભાગી** ના. નસીબ પ્રમાણે થવું તે
**ભાગીઓ** ન. ભાગીદાર
**ભાગુ** ન. નાનો મગર, 'મગે પીર જો ભાગુ'
**ભાગેંજ** અ. ભાગ્યે જ
**ભાગોડ** વિ. ભાગી જાય એવું
**ભાછા** ન. બાદશાહ 'ખ્વાલી ભાછા,
**ભાજ** ન. ભુજા, બાહુ, બાજ
**ભાજ સધો** વિ. સબળ બાહુ-વાળો
**ભાજાર** ના. બજાર
**ભાજી** ના. બાજી
**ભાટકણું** ક્રિ. ભટકવું
**ભાટકંધલ** વિ. ભટકનાર
**ભાડો** ન. ખાડો

ભાડ ના. ખાડ
ભાડો ન. મોટો ખાડો
ભાડ ના. હલકા પ્રકારનું ભાડું
ભાડણું ક્રિ. ભાડે રાખવું
ભાડાઈત ભાડાત ન. ભાડૂત
ભાડા અખર : ભાડા ચિઠ્ઠી ન.
ના. ભાડાનું લખાણ
ભાડીઓ ન. ભાડ–હલકી કમાણી ખાનાર
૪૦૮
ભાડો ન. ભાડું
ભાણુ ન. વાસણ
ભાતીન અ. અંદર
ભાત્રીઓ ન. ભત્રીજો
ભાધ અ. બાદ
ભાધી ના. બાદી
ભાની ના. હજામની કોથળી
ભાભ ન. ભાગ બાળકનું ખાવાનું
ભાભલા ના. એક જાતની માટી
'ભાભલા જો સભૂ'
ભાભખલક ના. નીચા વર્ણનો
સમૂહ
ભાભા ન. ભાઈ, પિતા
ભાભુ ના. દાદીમા, નાનીમા,
ડોશીમા (ભાટિયા)
ભાય ના. તાપણી
ભાયલ અ. મંજૂર
ભારૂ ન. બ. ભાઈઓ

ભાર ઝલો વિ. ભાર ઝાલનાર
ભારીઓ ન. ઊંટ પર ભાર
ભરવાનું કાઠું
ભારીગરો ન. ભાર
ભારે કુરા અ. ઉગમણી તરફ
(વહાણવટું)
ભારીંડ ન. ભારવટીઉં
ભાલ ન. ઉપકાર
ભાલીઓ ન. મોટો ઘડો, ભાલ
પ્રદેશનો ઊંટ
ભાવર ન. બ. ભાઈઓ
ભાંકોડો ન. બંકોડો
ભાંખ ના. પ્હો ફાટવાનો સમય
કિરણ
ભાંખણું ક્રિ. ભવિષ્ય ભાખવું
ભાંખ ફુટે અ. પ્હો ફાટવા વખતે
ભાંખરો વિ. સુકાઈ ગયેલો
ભાંખીંધલ વિ. ભવિષ્યભાખનાર
ભાંખ્યા ના. બોલી કંઈક હલકી
ભાંગો ન. વહાણનો ઊભો પેડો
જેમાં પાટીઆં જડાય
ભાંજડો ન. કચ્છની ઉત્તરે
આવેલ એક ડુંગર, મેલી
વિદ્યાના સાધકો કાળી ચૌદ-
શની રાતે ત્યાં જાય છે એમ
કહેવાય છે

**ભાંઠો** ન. જાડી લાકડી

**ભાંઢરૂ** ન. બ. ભાંડુ

**ભાંઢે ભણેલ** વિ. નિરક્ષર

**ભાંઢો** ન. વાંસો

**ભાંત** ના. ભાત

**ભાંતીગર** વિ. ભાતી ગળ

**ભાંઝરેકો** ન. મચરકું

**ભાંઝરણું** ક્રિ. પશુઓનું બરાડવું

**ભાંયણું** ક્રિ. લાગવું, 'અંખિ ભાંઈએં કીં ભલા ?'

**ભાંસણું** ક્રિ. ગમવું, લાગવું

**ભિગડણું** ક્રિ. બગડવું

**ભિગાડ** ન. બગાડ

**ભિચ** અ. પુષ્કળતા

**ભિચડણું** ક્રિ. કચડવું

**ભિજણું** ક્રિ. ભીંજવું

**ભિંજંધલ** વિ. ભીંજનાર

**ભિજેલ** વિ. ભીંજેલ

**ભિટ** ના. ટેકરી

**ભિટાઈ** ન. સિંધના મહાન શાયર શાહ અબ્દુલતીફ ભિટાઈ

**ભિઠ** ના. ભીંટ

**ભિઠ બેગાર** ના. વેઠ બેગાર

**ભિઠી** ના. બે ચાસ વચ્ચે રહી જતો જમીનનો પટો

**ભિડ** ના. લે-વેચનું સ્થળ

**ભિણ્યાં** અ. ઢોરને હલકી રીતે બોલાવવાનો શબ્દ

**ભિત** ના. ભીંત

**ભિતિયો** ન. રસોડા આડેની નાની ભીંત

**ભિથ** ના. બડ, એક ગૂમડું સાથ હતું

**ભિરણું** ક્રિ. બળી જવું

**ભિરાડી** વિ. ખેલાડી

**ભિરંધલ** વિ. બળનાર

**ભિરેલ** વિ. બળી ગયેલ

**ભિલકુલ** અ. બિલકુલ

**ભિલા** વિ. નીચે નમેલા

**ભિલે** અ. ધન્ય !

**ભિલે ભાઈ** ન. મોટો માણસ

**ભિલે'** અ. ગમે તેમ થાય તો પણ

**ભિલો** વિ. નીચે વળેલાં શીંગડાં-વાળો બળદ

**ભિસિયાલ** અ. પુષ્કળ (ફારસી -બિસ્યાર,

**ભિંભણું** ન. આંખની ઉપરના વાળ

**ભિંધા** ના. દગાબાજી, કપટ

**ભીટ** ન. વાડના કાંટાનો મોટો ઢગલો

**ભીડ** ના. ગીરદી, આફત

**ભીડણું** ક્રિ. દબાવવું, હેરાન કરવું

**ભીડીંધલ** વિ. બંધ કરનારો

**ભીડાયણું** ક્રિ. ભીંસમાં લેવું

**ભીડેલ** વિ. બંધ કરેલ
**ભીડો** ન. ભીસ લુહારની એક પકડ
**ભીધ** ન. મોટું ગાબડું
**ભીભી** ના. ભાભી
**ભીલી** ના. ગોળનો રવો
**ભીસ-ભીંસ** ના. દબાણ, ગીરદી
**ભીં** વિ. બહાદુર
**ભીંગ** ના. શૂન્યપણું
**ભીંગારો** ન. ભમરો
**ભીંછ** વિ. મોટા વાળવાળો
**ભીંડો** ન. ભીંડો, અપું
**ભીંસણું** ક્રિ. દબાવવું
**ભુઈ** ના. ભુઆનું કામ કરનાર સ્ત્રી
**ભુઓ** ન. માતા કે દેવનો વાસો લેનાર
**ભુકર** ન. ઝટ ભાંગી પડે એવો પથ્થર
**ભુકી** ના. પીંડી, ભુકી
**ભુંકો** ન. ચૂરો
**ભુખ** ના. ભૂખ
**ભુખડો** વિ. ભૂખડો
**ભુખ બારસ** ના. ભૂખડી બારસ
**ભુખઈ** ના. ભૂખી, મુન્દ્રા પાસેની ભૂખી નદી
**ભુખારી** ન. શાહ બુખારી, શાહ-મુરાદ પીર મુન્દ્રા ના, અસલ બુખારાના નિવાસી
**ભુગજણુ** ના. પજવણી
**ભુગડા** ન. બ. ડાળીઆ, ચણા શેકેલા
**ભુગડીઓ** ન. ડાળીઆ વગેરે ભૂંજનાર
**ભુગણું** ક્રિ. સતાવવું, ભૂજવું
**ભુગતર** ના. ઝીણું જંતુ
**ભુગસો** વિ. ભૂરા રંગનો
**ભુગીંધલ** વિ. ભૂંજનાર
**ભુગેલ** વિ. ભૂંજેલ
**ભુગો** ન. શેકેલું માંસ
**ભુછ** ના. ખરાબી
**ભુછડાઈ** ના. ખરાબી
**ભુછડો** વિ. ખરાબ, સુવ્વર
**ભુછા** ન. બ. અપશબ્દો
**ભુછો** વિ. ભુંડો, ખરાબ
**ભુજસાઈ** વિ. ભુજનો નિવાસી (કટાક્ષ)
**ભુજાણું** ન. ભુજનું લાડકું નામ
**ભુજીયો** ન. ભુજ પાસેનો ડુંગરી કિલ્લો
**ભુટો** ન. ભૂટો
**ભુઠિયું** ના. બ. વડીલોનું આખરી સ્થાન
**ભુડ** ના. કચરો
**ભુડ્ધ** ન. ગોરંભો, પાણી માપ- સીસાનો ગોળો સમુદ્રમાં

ઊંચાઈ-નીચાઈ માપવાનું સાધન, વિચાર વિનાની વાત

**ભુદધાઉ** ન. ચણતરનો ભારે પથ્થર

**ભુદ્ ભુદીઆ** ન. બ. પરપોટા

**ભુણકા** ન. ઝીણો અવાજ

**ભુણણું** ક્રિ ભટકવું

**ભુત** ન. શરીર, મૂર્તિ

**ભુતણું** ક્રિ. છબું થઈ જવું

**ભુતેલ-લો** વિ. છબું

**ભુન** ન. ભૂત

**ભુર** ના. કૂબડ, અર્ધ પાગલ સ્ત્રી

**ભુરટ** ન. કપડામાં વળગે એવા નાના ગોળ દાણા, એક છોડવાના

**ભુરસ** ન. ઘસ

**ભુલ** ના. ભૂલ

**ભુલણું** ક્રિ. ભૂલવું

**ભુલાડે પેણું** ક્રિ. થાપ ખાવી

**ભુલંધલ** વિ. ભુલનાર

**ભુલેલ** વિ. ભુલાઈ ગયેલ

**ભુંગલાડો** ન. માથે કપડું ઓઢીને બાળકો ઝુંપડા જેવું બનાવે તે

**ભુંગા ભેણી** ના. ઘરનાર

**ભુંગી** ના. નાની ઝુંપડી

**ભુંગો** ન. મોટું ઝૂંપડું

**ભુંઢી ભુઢી** ના. કચ્છમાં એક વખત ચાલતી અયોગ્ય લાગત નાખી કોમ માટેની

**ભૂ** ન. પાણી

**ભૂકરિયો** ન. ભૂરા ભૂરા થાય એવો પથ્થર

**ભૂખ** ન. પેટ

**ભૂધર** વિ. મોટા પેટવાળો

**ભૂધો** ન. મોટું પેટ

**ભૂભાં** ના. ગોરી સ્ત્રી

**ભૂરાંટો** વિ. મસ્તીમાં આવેલ, વિહ્વળ

**ભૂસો** ન. ભૂસું

**ભૂં** ના. ધરતી

**ભૂંકણું** ક્રિ. ગધેડાનું બોલવું, જેમ તેમ બોલવું

**ભૂંકંધલ** વિ. ભૂંકનાર

**ભૂંગરી** ના. ભૂંગળી, તમાકુ પીવાની નળી, કાનનું ઘરેણું

**ભૂંગરો** ન. ભૂંગળો

**ભૂંગરો બંજાણું** ક્રિ. નાનું કામ કરવું (કટાક્ષ)

**ભૂંડ** ન. ડુક્કર

**ભૂંડણ** ના. ડુક્કરની માદા

**ભૂંપ** ન. ટીપું

**ભૂંની ખિચડી** ના. વઘારેલી ખીચડી

**ભૂંભાટ** ન. એક અવાજ, અવાજ સાથે જવું તે

**ભૂંભેડી-ભૂંભણુ** ના. ભૂં ભૂં અવાજ કરતો એક પતંગ

**ભે** ન. કમળનું મૂળ, 'ભે મચ્છીને લોક, રમા બેંધા સુખડી'

**ભે-અકલ** વિ. અક્કલ વિનાનો

**ભેખ** ન. ભેગ

**ભેખડ** ના. નદીની ઊંચી પાળ

**ભેગો** ન. ઘઉં બાજરી વગેરેનો એકત્ર લોટ

**ભેગાડો** ન. ખાચડો, શંભુ મેળો, જુદો જુદો એકત્ર લોટ

**ભેજાર** વિ. હેરાન

**ભેઠ** ના. ભેટ, કમર પર બાંધેલ કપડું

**ભેઠી** ના. અંગૂઠા અને આંગળાની દાબ

**ભેણુ** ના. બહેન, દુખતી આંખમાં નાખવાની ભરણુની દવા

**ભેણુઈયો** ન. બનેવી

**ભેણી** ના. મકાન બ. ભેણીઉ

**ભેનર** ના. બહેન

**ભેતાલ** વિ. તાલ વગરનો, ગાંડા જેવો

**ભેર** ના. એકત્રપણું

**ભેરપો** ન. મેળાપ 'ભેરપો ભાલેં જે'

**ભેરાભેર** અ. સાથોસાથ

**ભેરો** અ. ભેગા

**ભેલ** ના. કોઈનાં વાડી-ખેતરમાં ઢોર ચારવાં તે

**ભે-લજો** વિ. લાજ વિનાનો

**ભેલાઈંધલ** વિ. ભેલાવનાર

**ભેલાણુ** ના. પારકું ખેતર ચરાવવું

**ભેલાયણું** ક્રિ. ભેલ કરાવવી

**ભેલેલ** વિ. ભેલાઈ ગયેલ

**ભે સરૂર** વિ. શરમ વિનાનો

**ભેસ્ત** ન. સ્વર્ગ

**ભેથ** ન. બહેત

**ભેર** ના. તાંબાની મોટી કૂંડી-વાળી નોબત

**ભેરવલ** ના. ચીબડી

**ભેરીં** ના. મોટી નોબતો, 'ભેરીં બીં' ભરા'

**ભેંકાર** વિ. ભયંકર

**ભેંગરો** ન. ભેંકડો

**ભોઈ** ન. ઘરડું શિયાળ, 'ભગાડ પુડિયા ભોઈ'

**ભોગ** ન. વાડી ખેતરનો વચ્ચે ભાગ

**ભોગડીઆ** વિ. દાણીઆ-ચણા શેકનાર

**ભોગીર** ના. શક્તિ

**ભોછપ** ના. તહોમત
**ભોટ** વિ. મૂર્ખ
**ભોણીયું** ન. તળાવું
**ભોથો** ન. જુવાર–બાજરી વઢાઈ જતાં નીચે રહેલો ભાગ, અક્કલ વગરનો
**ભોપો** ન. રબારી, માતાનો ભુવો
**ભોમકા** ના. વતનની ધરતી
**ભોયડ** ના. ભૂરો ભૂરો થાય એવી જમીન
**ભોર ઢઢી** ના. ટાપડી ચોટી
**ભોરાઈ** ના. ભોળપણ
**ભોરો** વિ. ભોળો
**ભોરો ભંડો** વિ. ભોળા જેવો
**ભોરો ભોથલો** વિ. ભોળો અને અજ્ઞાન
**ભોલડો** ન. વાંદરો
**ભોં** ના. ભૂમિ, માળ
**ભોં-ડાગ** ન. અગ્નિસંસ્કાર
**ભોંડપ** ના. શરમ
**ભોંડો** વિ. શરમીંદો
**ભોંત** ના. આંખે અંધારાં આવવાં તે, મૂરછા
**ભોંયું** વિ. ભોમીઓ
**ભ્રામણ** ન. બ્રાહ્મણ
**ભ્રામણી** ના. બ્રાહ્મણની સ્ત્રી
**ભ્રામણીઆં** વિ. બ્રાહ્મણનું 'ભ્રામણીઆં પાણી'

## મ

**મઈ** ના. મહી
**મઈ મેમાન** ન. મહેમાન વગેરે
**મઈં** ના. બ. ભેંસો, 'છડી', મઈં ને બકરી', બ્યો કલોડો કાન'
**મઉંઅર** ના. મોરલી
**મઉડો** ન. મહૂડો
**મક્કડ** ન. તીડ
**મકડી** ના. નાનું તીડ, લાલ રંગની ગાય, ગાડાની ઊંધ પર જડેલ ચોકી રાખવાનું સાધન
**મકડો** ન. લાલ રંગનો બળદ, વહાણનો સઢ બાંધવાનું આડું લાકડું
**મકાર** વિ. ઢોંગી
**મંકો** ન. માડી ગામને ઊજડ કરનાર માણસ
**મખ** ના. માખી
**મખણ** ન. માખણ
**મખણી** ના. માલધારીઓ પરનો માખણ ઉઘરાવવાનો લાગો
**મખણું** ક્રિ. ચોપડવું
**મખાઈંધલ** વિ. ચોપડાવનાર
**મખાયણું** ક્રિ. પ્રે. ચોપડાવવું
**મખર** ન. આફત 'અખર પણ ખપે', મખર પણ ખપે'

**મચેલ** વિ. ચોપડેલ
**મચ** ન. ભડકો
**મચકો** ન. ઝબુકો, ઝટકો
**મચણું** ક્રિ. માતેલા થવું
**મચાઇંધલ** વિ. મચાવનાર
**મચાયણું** ક્રિ. પ્રે. માતેલા બનાવવું, મચાવવું
**મચેલો : મચેલ** વિ. માતેલો
**મછ** ન. મોટું માછલું
**મછરી** ના. ઝીણી જીવાત
**મછલી** ના. ગાડાના લોઢાના સળીઆ-હાથેલાના
**મછી** ના. માછલી
**મછી કંઢો** ન. ધાબળાના બે પડને સાંધતું એક સીવણ
**મછી પીઠ** ના. મછી બજાર
**મછીમાર** ન. માછીમાર
**મછુઓ** ન. નાનું હોડકું
**મછુ કંઢો** ન. મોરબી તરફનો પ્રદેશ
**મજલ** ના. વિશ્રામનું ધામ
**મજકૂર** ન. હકીકત
**મજા** ના. સરસ વસ્તુ (બાળકની બોલી)
**મજાલ** ના. ગજું
**મટ** ન. મૂલ્ય
**મટણું** ક્રિ. મટી જવું
**મઠાર** ના. મેંદી
**મઠ મઠ** અ. માંડ માંડ
**મઢેંયાર** ન. માંડવીનો રહેવાસી
**મઢ** ન. દેવનું સ્થાનક, 'માતા જો મઢ'
**મઢણું** ક્રિ. મઢવું
**મઢતર** ના. મઢવું તે
**મઢા ગંઢ** ના. છૂટે નહિ એવી મડાગાંઠ
**મઢાયણું** ક્રિ. પ્રે. મઢાવવું
**મઢિયો** વિ. કંજૂસ
**મઢી** ના. મઢી
**મઢીંધલ** વિ. મઢનાર
**મઢેલ** વિ. મઢેલ
**મઢો** ન. મુડદું, કંજૂસ
**મઠ** ન. દેવનું સ્થાનક, આશ્રમ
**મઢી** ના. સાધુની ઝૂંપડી
**મઢુલી** ના. નાની ઝૂંપડી
**મઢેલ** વિ. મઢેલું
**મણ** ના. વજાડવાની માટીની માણ, એક તોલ
**મણખન** વિ. મણ જેટલું
**મણગેડો** ન. કરોડ રજ્જૂનો ઉપલો ભાગ
**મણા** ના. ખામી 'કણુ કઈ મેં કણા ન મણુકઈ મેં મણાન'
**મણિયારો** ન. ચૂડા-ચૂડલી

વેચનાર (કૃષ્ણનું એક સ્વરૂપ)
કચ્છનો એક ગઢ
**મણિયું** ન. માણેક, મણકો
**મણીકો** ન. મણનો તોલો
**મણ્યાર** ન. મણિયાર
**મત** ન. અભિપ્રાય
**મતરઈ** ના. સાવકી મા
**મતા** ના. માલ
**મતારો** વિ. માતેલો
**મતાલો** ન. ઉકળવું તપવાથી પડતું કાણું
**મતાં** અ. રખે!
**મતિયો** ન. હરિજનોનો દેવ
**મતીઆ મૂડા** ન. બ. ઓછી અક્કલવાળા
**મતીલો** વિ. પોતાની ઇચ્છા પ્રમાણે ચાલનાર
**મતુઆ** ન. બ. અસર, 'મવણુ મતુઆ'
**મતો** ન. સહી કરવી તે,
**મતો મારણું** ક્રિ. સહી કરવી
**મથરાવટી** ના. માથાવટી
**મથલ** ના. કોશનું પાણી જવાનો છેડો
**મથલો** વિ. ઉપરનો
**મથા** અ. ઉપરથી, પછી
**મથાકૂટ** ના. માથાકૂટ
**મથા બોક** અ. માથા બોળ
**મથા મથે** અ. વારંવાર
**મથા વડ** ના. કસુંબલની એક પ્રકારની લાગણી
**મથા સરે** અ. એકંદરે, સરેરાશ
**મથા સરો** ન. ઉપલો ભાગ
**મથે મથા** અ. વારેવારે
**મથો** ન. માથું
**મથોડો** ન. એક માણસ જેટલું
**મથમ** વિ. ક્રૂર
**મથરો મથરો** અ. ધીરે ધીરે
**મથલાર** ના. આલય
**મથાર** ન. આધાર
**મથૂરો** ન. કમળો
**મનખ** ન. મનુષ્ય
**મનખા દે** ના. માનવદેહ
**મનખો** ન. માનવ જન્મ
**મન છુટી** વિ. ખુલ્લી (વાત)
**મનણું** ક્રિ. દાબવું, ચંપી કરવી
**મન તોરી** વિ. મનની ઇચ્છા પ્રમાણે ચાલનાર
**મનમેડો** વિ. ઉદાસ
**મન મોજી** વિ. મનની મોજ પ્રમાણે ચાલનાર
**મનવો** ન. મનડો
**મનાર** ન. વહાણનાં ભંડારનાં પાટીઆં

**મનાં** ના. મનાઈ, કબર

**મનાંણુ** ના. વિચાર નહિ એવી

**મનીંધલ** વિ. ડાબનાર

**મનેલ** વિ. ડાબેલ

**મમઈ** ના. મમી

**મમ મમ** ન. બાળકનું ખાવાનું, ગુજરાન

**મમતીલો** વિ. મમત વાળો

**મરક** ન. ગૌરવ, કોશનું નીચેનું દોરડું, વહાણના પરમાણને બાંધવાનું દોરડું

**મરછ** ન. ઝોક

**મરણું** ક્રિ. મરવું

**મરલ** વિ. મરેલો

**મરંધલ** વિ. મરનાર

**મરૂઓ** ન. મરવો

**મરેલ** વિ. મૂએલો

**મલ** ન. વ્યાયામમાં વજન ઉપાડવાનું લાકડાનું કે પત્થરનું સાધન, પહેલવાન, કોશની માંચીનું વચ્ચેનું લાકડું

**મલક** ન. જત લોકોને માનથી બોલાવવાનો શબ્દ

**મલંગ** ન. એક ફકીર

**મલાઇંધલ** વિ. દીપાવનાર

**મલાખ** ન. જમ, મલાખડ

**મલાખડો** ન. કુસ્તીનો અખાડો

**મલામત** ના. આફત

**મલાયણું** ક્રિ. દીપાવવું 'આરો મલાયો'

**મલાર** ના. જંગલ, એક રાગ, મોરનો અવાજ

**મલારીઓ** ન. માણસ જેવું દરિયાઈ જાનવર

**મલાવો** ન. મોટાઈ

**મલૂક** વિ. સરસ

**મલૂન** ન. બદમાશ

**મસર** વિ. આળસુ

**મસાલ** ના. મશાલ

**મસાલચી** વિ. મશાલ ધરનાર

**મસાલી** ના. સીંદરી (વહાણવટુ)

**મસૂધો** ન. મુસદ્દી

**મં-મ઼ં : મં** અ. ના ના

**મંઉં** ન. કચ્છનું એક લીલું ગામ જ્યાં પાણી વહ્યા કરે છે. (મંઉં જો ગધેડો)

**મંઉં જો ગડાડો** વિ. તગડો

**મંગ** ના. માટીની હાંડલી

**મંગતી** ના. વેશ્યા જેવી એક જાત

**મંગરો** ન. એક જાતની માછલી

**મંઙણુ** ન. માગણુ

**મંઙણી** ના. માગણી

**મંઙણું** ક્રિ. માગવું

**મંઙણુવાર** ન. માગણહાર

**મંઙ–મંઙાણી** ના. ચોતરફની માગણી
**મંઙેલ** વિ. માગેલ
**મંજલ** ના. વિશ્રામનું ધામ
**મંજી** ના. માંચી, ગાડાનું જેના પર મંડાણુ થાય છે તે માંચી
**મંજીરા** ન.બ. કાંસીઆ
**મંજો** ન. ખાટલો
**મંઞણું** ક્રિ. માનવું
**મંઞાઈંધલ** વિ. મનાવનાર
**મંઞાયણું** ક્રિ. મનાવવું
**મંઢક મંઢક** અ. ચગડાતાં
**મંઢણું** ક્રિ. માંડવું
**મંઢપ** ન. મંડપ
**મંઢાઈંધલ** વિ. મંડાવનાર
**મંઢાણુ** ન. મંડાણુ, પાયો, આરંભ
**મંઢેલ** વિ. માંડેલ
**મંઢો** વિ. લંગડો
**મંધ** વિ. મંદ
**મંધેરો** વિ. ઠૂંકેરો, કદમાં નાનો
**મંધિયાણી** ના, વલોણી, રવૈયો
**મંધો** વિ. માઠું, ઓછું, મંદ
**મંસ** ન. માસ
**મા** ન. માંસ, માતા
**માઈ** ના. મરજી, ખાટલાના પહેલા પાંગત
**માઈ જો લાલ** ન. માતાનો કોઈ મહાન બેટો
**માઈ બાપ** ના. ન. મા–બાપ
**માઉ** વિ. બહુ મોટો થયેલો (કટાક્ષ)
**માક** ના. ઝાકળ.
**માકીઓ** વિ. માકપડે એવો પવન
**માકૂડી** ના. મંકોડી, કીડી
**માકૂલ** અ. સફળ
**માકૂલીઆ** ન.બ. લાડના થનગનાટ
**માખી** ના. મધમાખી
**માગ** ન. માર્ગ
**માગે** અ. અત્યારમાં, એટલામાં
**માચ** ન. હોડીનું ચડવું, રચવું
**માચેડો** ન. માતેલા પશુ
**માછલી** ના. ગાડા પરની લોઢાની પટીઓ માછલીના આકારની
**માટ** ન. બકરાં મરવા લાગે એવો રોગ
**માટી** ના. માટલી, મર્દ
**માટીડો** ન. મર્દ
**માટો** ન. મોટું માટલું
**માઠ** અ. ચૂપ, 'મિઠિયાં મિઠી માઠ'
**માઠાઈ** ના. માઠાપણું
**માઠાર** ના. મંદી
**માઠી** વિ. ખરાબ
**માઠો** વિ. ધીમો
**માડ** ન. આડશર, કૂવાના ટોડા ઉપરનો ભાગ કોશ કાઢવા માટે

**માડી** ના. મા માટેનો લાડભર્યો શબ્દ, એક ઉજ્જડગામ
**માડૂ** ન. માણસ
**માડુઆ–માડૂંઆ** ન.બ. માણસો
**માણણું** ક્રિ. લહાવો લેવો
**માણા** ન. બ. માન ખાવું તે
**માણેલ** વિ. લહાવો લીધેલ
**માણું** ન. એક માપ
**માત** ન. હાથીનો માવત, માતાજી
**માતમ** ન. ગમ, અફસોસ
**માતર** ના. ગોળ પાપડી, માત્ર
**માતંગ** ન. હરિજન માટે માન વાચક શબ્દ, હરિજનોનો મહાપુરુષ
**માતાપંથી** વિ. માતાપંથમાં માનનાર
**માતમ** ન. તાબૂતનું મેદાન
**માથુર** વિ. પડી ભાંગેલો, નિસ્તેજ
**માધર જાઈ** વિ. નગ્ન
**માધી** ના માદા
**માનઈ** ના. તાવડી
**માનખો** ન. માનવ અવતાર, મહત્તા
**માનાવટ** ના. આદરમાન
**માની** ના. રોટલો, જેના વડે માન આપવામાં આવે તે
**માની** વિ. અભિમાની
**માનીઆં–મઢીઆ થ્યો** ક્રિ.ભૂ. ભૂખ મરતો થયો
**માનું** ન. મધપૂડો
**માપ** ન. એક ભરપનું પ્રમાણ
**માપખન** વિ. માપ જેટલું
**માપણું** ક્રિ. માપવું
**માપારો** વિ. માપ ભરનાર
**માપીઓ** ન. માપવાનું સાધન
**માપીંધલ** વિ. માપનાર
**મા–પે** ના. ન. માબાપ
**માપેલ** વિ. માપી લીધેલ
**માપો** વિ. માપ કરનાર
**માફા માફી** ના. એક બીજાને માફ કરવું તે
**માફારી** ના. માફા વાળી (વેલ)
**માફો** ન. રેંકડા પરની છત્રી પર નાખવાનો પડદો
**મામ** ન. બાળકનું ખાવાનું
**મામણ મૂંડો** ન. એક જંતુ, ગોળ અને મૂંડો
**મામલત** ના. માલ
**મા મારડો** ન. લગ્ન વખતે દીકરીને આપવામાં આવતી મીઠાઈ
**માય** ના. તારી મા, 'બકરી માય બકરી ખાય'
**માયણું** ક્રિ. સમાવું
**માયલો** વિ. જેવો, અંદરનો
**માયા** ન. માયા ફળ
**મારજોર** ના. મારફૂટ
**મારફાડ** ના. મારામારી

**મારવાડી** ન. થરીઆ જેવો એક ઊંટ
**મારાંહો** ન. મારવું
**મારેમુસે** અ. મારી કૂટીને
**મારૂઓ** ન. મારવો, સુંદર શીંગડા વાળો બળદ
**મારૂડી** ના. એક જાતની ગાય મારવાડી
**મારો** ન. મારી નાખનાર, મારો, માંચડો
**માલવરા** ના. ગાડાની ઊંધ અને સરાકીઆ ઉપરનાં ચાર લાકડાં
**માલસાલ** ન. માલ પાણી
**માવર** વિ. મામા તરફના સગા 'માવર કુટુંબાઈ'
**માવરો** ન. મકાવરો
**માંવો** ન. અરીસુનું પ્રમાણ બંધાણીનું
**માસાં** અ. અરેરે!
**માસી** ના. માશીબા
**માસીકો** ન. મૃત્યુ પછીની એક માસની તિથિ
**માસૂમ** ન. નાનું નિર્દોષ બાળક
**માં** ના. મા
**માંગી** ના. એક જાતની માછલી
**માંઠ** ના. માગણી
**માંડું** ન. માણું
**માંચ** ન. ખેતરમાં ઊભા કરેલો માંચડો
**માંઢણી** ના. માંડવણી
**માંડુઓ** ન. માંડવો
**માંણા રાજ** ન. રાજ જેવો મકાન અને બંગલો (લોકગીત)
**માંણીગર** ન. માણી જાણનાર (લોકગીત)
**માણીધલ** વિ. માણનાર
**માંણી** ના. તારી મા
**માંનખો** ન. માનવ અવતાર
**માંધ** અ. પહેલાં
**માંધરીઓ** ન. માછીમાર
**માંધાઈ** ના. બીમારી, માંદગી
**માંધાણું** ન. એક જાતનું ઘાસ, એનાં બીના રોટલા પણ થતા
**માંધો** વિ. માંદો
**માંધો સાંધો** વિ. માંદલો
**માંમું** ન. મામો
**માંમૂર** વિ. રચ્યોપચ્યો
**માંયના** ના. અર્થ
**મિકલ** ન. ઢોંગ
**મિચકાયણું** ક્રિ. મીં મચકાવવું આંખ મીચકાવવી
**મિચકો** ન. ઝબુકો, 'મિચકો મ કર મેતરાણી'
**મિજાસ** ન. અભિમાન
**મિઠ** ના. ગાલ

**મિટી** ના. માટી
**મિઠ્ઠો** વિ. વહાલો
**મિઠાણુ** ન. મિષ્ટાન્ન
**મિઠિયાર** વિ. ઘણો વખત દૂધ આપનારી (ગાય-ભેંસ)
**મિઠી** ના. ચૂમી, બ. વ. મિઠી ઉં
**મિઠી** વિ. વહાલી
**મિઠુડો** વિ. વહાલો
**મિઠુ મિયાં** ન. પોપટ
**મિઠો** વિ. મીઠો
**મિઠો તેલ** ન. તલનું તેલ
**મિઠો લો** ન. મીઠું લોઢું
**મિઠો મોં** ન. મીઠું મોઢું
**મિળણું** ક્રિ. મળવું
**મિડ઼** વિ. બધા
**મિરિયો** ન. વાઈ
**મિલ** ન. ઢોંગ
**મિંજ** અ. અંદર ન. અંદર રહેલું હોય તે
**મિંજલો** વિ. અંદરનું
**મિંજાનું** અ. અંદરથી
**મિંજારા** અ. અંદરના ભાગમાં
**મિંજું** ના. અંદરના બીજ
**મિંજોડો** વિ. અંદરનો
**મીણલા** ન. બ. મહેણાં
**મીણાં ઓકા** ન. બ. મહેણાંટોણાં
**મીણું** ન. મહેણું, વિ. ઝેરી
**મીણું** ન. કંઈ ખાધા પછી ઘુમાટ ચડવી તે
**મીન મેખ** ના. વારફેર
**મીનાં-મીનું** ન. મીનાનું કામ
**મીનાંકારી** ના. મીનાની કળા
**મીર** ના. ગાયકની એક જાત, અમીર
**મીલ** ના. લોખંડને ગોળ ઘાટ આપવાની લુહારની નળી
**મીલા** અ. ભલા !
**મીં** ન. મેહ, વરસાદ
**મીંહવણું** ક્રિ. મીંડવું
**મીંઢિયા** ના. માથાના વાળનાં મીંડલાં (ગોરાંનાં)
**મીં ધિયાવલ** ન.. સોના મુખી જુલાબની એક વનસ્પતિ
**મીં ભાભા** ન. બ. ઇન્દ્રગોપ, બીર બહુટી. પહેલા વરસાદમાં દેખાતાં સુંદર સુંવાળાં લાલ જીવડાં
**મીંથામી** વિ. મેઘલી (રાત)
**મુઆર** ના. ઊંટની રાશ
**મુઆડ઼** ના. બાજુ 'અલાઈ તુઆરને વાંઈ મુઆડ'
**મુઈમારઈ** વિ. ઉરામતું
**મુકાબલ** અ. મુકાબિલ
**મુખડો** ન. મોઢું
**મુખતિયાર** ન. માલિક

**મુખા મુખ** અ. રૂબરૂ
**મુખી** વિ. મોટો, પટેલ
**મુગતો** વિ. મોકળો, પહોળો
**મુછ** ના. મૂછ
**મુછ જો ડોરો** ન. ઊગતી મૂછની લકીર
**મુછર** વિ. મોટી મૂછવાળો
**મુછાર** વિ. મૂછવાળો
**મુછો** ન. બળદનું મોઢું બાંધવાનું સાધન
**મુજાર** ન. મુસાફર
**મુઠાં** ના. એક નામ
**મુઠો** ન. હુમલો
**મુઠ** ના. મૂઠ, કુસ્તીઆમાં જડેલું લાકડું જેના વડે કુસ્તીઓ ઊંચો કરી શકાય.
**મુઠ્ખન** વિ. મૂઠી જેટલું
**મુઠ મુઠ** અ. થોડું થોડું
**મુઠલ** વિ. મરાયેલો
**મુઠાસી** ક્રિ. ભૂ. હાય! મરી ગયા
**મુઠિયા** ન. બ. ખાવાની એક વાનગી
**મુઠિયાસ** ક્રિ. ભૂ. હું મૂઈ
**મુઠિયો** ન. હાથે પહેરવાનું ઘરેણું
**મુઠી** ક્રિ. ભૂ. મરી ગઈ
**મુઠે** ક્રિ. ભૂ. મૂઆ!
**મુઠો** ક્રિ. ભૂ. મૂઓ, ન. મોટી આફત
**મુઠો ડીણું** ક્રિ. આફતમાં ઉતારવું
**મુડણું** ક્રિ. પાણા ઉઠવું, 'મુડેઓ માગ ન ડે'
**મુડસ** ન. મડું
**મુડસાઈ** ના. મરદાઈ
**મુડંધલ** વિ. પાણો ઉઠનાર
**મુડલ** વિ. મરડેલ
**મુતર** ન. પેશાબ
**મુતરણું** ક્રિ. પેશાબ કરવો
**મુતરંધલ** વિ. મૂતરનાર
**મુતરાણું** વિ. મૂતરવાની ઈચ્છા વાળો
**મુતરાયણું** ક્રિ. પેશાબ કરાવવો, ભીનડાવવું
**મુતારો** ન. મોટો ઘોડો
**મુતોણી** ના. એક જીવડું જેના મૂતરવાથી ચામડી ઊઠી આવે
**મુતોણું** વિ. વારેવારે મૂતરનાર
**મુથાબ** ન. લીલું નાળિયેર
**મુથાર** ન. વધુ ભાવ લેનાર વેપારી કાળા બજારીઓ
**મુન** ન. માથું
**મુનરાઈ** વિ. મુન્દ્રાનો રહીશ
**મુફત** અ. મફત
**મુફતાઉ** વિ. મફતનું
**મુફતીઆ** વિ. મફતીઆ

**મુમતી** ના. મુહપત્તી (જૈન સાધુની)
**મુરકી** ના. કાનની બૂટમાં પહેરવાનું ઘરેણું
**મુરિયાણુ** ન. ખવાઈ જવું, જીર્ણ થઈ જવું તે
**મુલ** ન. મજૂરી, મૂલ્ય
**મુલઈ** ન. દહાડીઓ
**મુલા-મુલાં-મ્લાં** અ. પાસેથી
**મુલાજો** ન. મુલાહિજો, શરમ
**મુલાં** ન. વછેરો
**મુલાંટો-મોલાંટો** ન. માથે મૂકવાનો લુગડાનો ઢીંડલો
**મુસકણું** ક્રિ. હોઠમાં હસવું
**મુસકો** ન. વાયરો
**મુસણું** ક્રિ. હેરાન થઈ જવું
**મુસર** ડંઢ વિ. ધીંગો ધડો
**મુસાયણું** ક્રિ. પ્રે. પાયમાલ કરી નાખવું
**મુસી રેણું** ક્રિ. પાયમાલ થઈ જવું
**મુંગણુ** ન. માંકડ
**મુંડ** ન. મગ
**મુંડ મિટી** ના. એક જાતની માટી
**મુંઝ** ના. મૂંઝવણ
**મુંઝણું** ક્રિ. મૂંઝાવું
**મુંઝાઈંધલ** વિ. મૂંઝાનાર
**મુંઝાયણું** ક્રિ મૂંઝાવવું
**મુંઝેલ** વિ. મૂંઝાયેલ
**મુંભ** ન. એક જાતનું ઘાસ, એની દોરી વણાય છે
**મુંઢ** વિ. મૂઢ
**મુંઢમતી** ન. મૂર્ખ માનવી
**મુંઢી** ના. ઘેટા-બકરાંનું કપાયેલું માથું,
**મુંધ** ન. મોસમ, (ઓ 'સિંધી)
**મૂજી** વિ. કંજૂસ
**મૂડી** ના. શિલક, પ્રાંત
**મૂઢીઓ** ન. સૂકું નાળિયેર
**મૂઢો** ન. જમાઈને આપવાનો લાગો વિ. મૂંઝાયેલો
**મૂર** ન. મૂળ, અ. મૂળે
**મૂર-મૂરે** અ. મૂળે
**મૂરગા** અ. પુરાસરા, ઊલટા
**મૂરગો** અ. ઊલટો, સમૂળો
**મૂરત** ના. મૂર્તિ, મુહૂર્ત
**મૂરાસોતો** ક્રિ મૂળમાંથી
**મૂરી** ના. મૂળા
**મૂસ** ના. સોનું-રૂપું ગાળવાની ભઠ્ઠી
**મૂં** સ. મેં
**મૂંકે** સ. મને
**મૂંચરો** ન. ઠૂંઠો
**મૂંજડો** ન. એક જાતનો બળદ

મૂંજે સ. મારો
મૂંઝારો ન. ઝીવનું મૂંઝાવું
મૂંઢ ના. મોઈ-દાંડીઆનો ત્રીજો આંકડો, વકાદ, લેંઢ, મૂંઢ
મૂંઢકો વિ. માથું મૂંડાવેલ
મૂંઢણું ક્રિ. મૂંડવું
મૂંઢીંધલ વિ. મૂંડનાર
મૂંઢેરી ના. એક જાતની શક્તિ વર્ધક વનસ્પતિ
મૂંહલ વિ. મૂંઉેલ
મૂંઢો વિ. માથે મૂંડો
મૂંધારો વિ. મારો
મે ન. એક જાત, ના. ભેંસ, આકડાનું ફળ
મેખ ના. ખાલી
મેગવાર-મેગુઆર ન. હરિજન
મેઘવડરી ના. ઘણો વરસાદ લાવનાર લાલ વાદળી
મેદો ન. એક જાત – ઝાંપી
મેતર-મેંતર ન. મહેતર – ચમાર
મેતરાણી-મેંતરાણી ના. મહેતરાણી
મેતા-મેંતા ન. મહેતા
મેરાઈ ન. દરજી
મેરાયણું-મિરાયણું ક. જમાવવું દૂધ
મેરાણુ-મિરાણુ ન. મેળવણ
મેવાસો ન. સુંદર હવામાનનું સ્થાન
મેસ ન. કાજળ
મેસુ-મેસુક ન. મેસૂબ
મેર ના. હોકાની લાકડી, મહેર
મેરૈયો ન. ચારણની એક જાત
મેલખાઉ વિ. મેલ ન દેખાય એવું કપડું
મેલાતર ન. મરણ પછી સાસરિયામાં દીકરીને અપાતું કપડું
મેલડી ના. મેલીમાતા
મેલો વિ. મેલું
મેં અ. અંદર
મેંધી ન. મેંદી
મેંધીઆવલ ના. સોનામુખી
મેંધો ન. મેંદો
મેયર ના. મહિયર
મેયારી ના. મહિયારી
મેયો વિ. માતેલો ન. ઊંટ
મો ક્રિ.વિ. મુખે
મોઆઢ ના. બાજુ, 'અલાય તુવારને વાંઈ મો આઢ'
મોઆર ના. ઊંટના નાકની દોરી
મોક ના. નાસ, નાક વાટે વરાળ લેવી તે
મોકલ ના. વળામણ
મોકલાઈંધલ વિ. વિદાય આપનાર
મોકલાણી ના. વિદાય વખતની બક્ષિસ

મોકલાયણું ક્રિ. વિદાય આપવી
મોખ-મોગ ના. રહસ્ય
મોગમ અ. મોઘમ
મોગરી ના. એક શાક, મોગળ
મોગરો ન. દીવા પર બાઝેલો
 કાળો ભાગ
મોગો ન. આફ્રિકાનો એક દંડો,
 મૂર્ખ
મોચડો ન. જોડો
મોચારો વિ. રૂપાળો
મોજાણું ક્રિ. ગણવું
મોજુંધલ વિ. ગણનાર
મોજેલ વિ. ગણેલ
મોઠ્યું ક્રિ પાક્કા કરવું
મોટલો ન. ભારો
મોડ ના. બાજુ
મોડણું ક્રિ. મરોડવું
મોડીંધલ વિ. મરડનાર
મોડેલ વિ. મરડેલ
મોઢીઆ ન. બાજુનો ગોઠવેલો
 ગંજ
મોતીઆ ન. વરસાદની મોસમ
 પછીની ઝાકળ, આંખની ઝાંખ
મોથ ના. એક જાતનું સુગંધી-
 દાર ઘાસ, એક પંખી
મોથ મારણી ક્રિ. મોટું કામ
 કરવું, (કટાક્ષ)

મોથ ના. સૂતરાઉ વણાટનું મોટું
 પાથરણું બેઠકનું
મોભ ન. આડસર
મોભારો ન. છાપરાનો એક ભાગ
મોભી વિ. મોટા
મોભો ન. પ્રતિષ્ઠા
મોયડો ન. ખીલ મોઢા પરનો
 ગાય-ભેંસનામોઢા પરનું
 બંધન
મોયડકો ન. ગરકો
મોરચંગ ન. એકવાજિંત્ર મોઢા
 વડે વગાડવાનું
મોર હૂંડો ન. બળદના પૂછડા
 પરનું હાડકું
મોલાંટો ન. પાગોટા
મોલો વિ. થાકેલો ને ઢીલો
મોસો ન. માલ
મો ન. બહેકી જવું તે
મૉકમ વિ. છકેલ
મૉકો ન. તક
મૉહિયો ન. બાજુનો ગોઠવેલો
 ઢગલો
મોણ ન. લોટમાં તેલ નાખવું તે
મૉતખો ક્રિ. ભૂ. મૂઓ (શાપ)
મોથાજ વિ. મહોતાજ
મોયો સ. મારો

**મોર** અ. પહેલાં, ન. મોળ ચડવી તે, આંબા–લીમડાનાં ફૂલ
**મોરણું** ક્રિ. સમારવું, કૂટવું
**મોરમ** ના. એક જાતની માટી
**મોરલો** વિ. પહેલાંનો
**મોરાંટણું** ક્રિ. મીઠું મીઠું ખાઈને કંટાળી જવું
**મોરી** ના. સંબેલું, નીક, ટેકરો
**મોરીંધલ** વિ. સમારનાર
**મોરેલ** વિ. સમારેલ
**મોરેં** અ. પહેલાંથી જ
**મોરો** ન. ચહેરાનો આગલો ભાગ, સુથારની ધમણનું મોઢું
**મોલ** ન. મહેલ, મોલાત, પાક
**મોલિયો** ન. પટકો રેશમનો
**મોલૂધ** ના. ઇસ્લામની બંદગીની એક વિધિ
**મોવડ** અ. પહેલ
**મોવડી** ન. મુખી
**મોવર** ના. મેરલી
**મોવાલી** ન. મવાલી
**મોસર** ના. ઊગતી મૂછ
**મોસલ–લી** ના. દરબારી દંડ
**મોંઘાં મોં** અ. મોઢા મોઢ
**મોં ચડેલ** વિ. મોઢે ચડાવેલ
**મોં ઝલણું** ક્રિ. થોડું બોલવું, ન બોલવું
**મોં ડીણું** ક્રિ. સત્કાર કરવો
**મોં મટાયણું** ક્રિ. મોં ફેરવવું
**મોં મોં** અ. રૂબરૂ
**મોં ઢારો** ન. મોઢું ઢાળવું તે
**મોં તાણુ** વિ. અવળો ચાલે એવો
**મોંધ** અ. પહેલાં
**મોંધલો** વિ. પહેલાંનો
**મોંય** અ. મોઢે
**મોંય ચડી** કૃ. મોઢે ચડીને
**મોંયજા મોંય જા** અ. મરી મરીને ધીરે ધીરે
**મોણ** ન. મેળવણ
**મ્લાં** અ. તરફથી

ર

**રઈ–રુઈ** ના. સાંપ જેવું એક ઘાસ
**રઈ રઈ ને** અ. રહી રહીને
**રખ** ના. ખાક, રાખ ક્રિ. આ. તું રાખ
**રખણી** ના. રખાવટ
**રખણું** ક્રિ. રાખવું
**રખ ત રખાં** અ. પરસ્પરનો વહેવાર (આપ ભલા તો જગ ભલા)
**રખવાર** ન. રખેવાળ
**રખવારો** ન. તાણું, રખેવાળ

**રખંધલ** વિ. રાખનાર
**રખાલ** ના. જંગલોની રખવાળી
**રખાલી** વિ. રખાલને સંભાળનારો
**રખિયો** ન. હરિજન
**રખેલ** વિ. રાખેલ
**રગ** ના. નસ, ઓઢવાની ચાદર
**રગત** ન. રક્ત, લોહી
**રગરગંધો** વિ. ધખતો
**રછ** ન. ડામ, માછલાં પકડવાની મોટી જાળ, સાળના તાણાવાણાને મદદરૂપ દોરી
**રૈછી** ના. ફૂગ
**રજણું** ક્રિ. રંધાવું
**રજાકજા** ના. અણધાર્યું કંઈક થઈ જવું તે
**રજ-રજી** ના. ઝીણી રેતી, ઝીણી ધૂળ.
**રજી** ના. મૂસ
**રજીઓ** ન. ઝીણી રેતી રાખવાનું સાધન (કાગળ શાહીના લખાણ પર રજી ભભરાવવામાં આવતી)
**રધેલ** વિ. રંધાયેલ
**રજોટણું** ક્રિ. ધૂળવાળું કરવું
**રજોટાયણું** ક્રિ. પ્રે. ધૂળવાળું કરાવવું
**રજોણુ** ન. જૈન સાધુઓનું રજોહરણ
**રજોટેલ** વિ. ધૂળવાળું
**રડ** ના. રાડ
**રડણું** ક્રિ. રાડપાડવી
**રડી** ના. ચીસ
**રત** ન. લોહી
**રત ખિજાડો** ન. ખુળાબો
**રતછાણુ** ન. લોહીથી તરબોળ
**રતડ** ના. લાલજુવાર
**રત પીડા** ના. લોહી પીડા
**રત રોગ** ન. રક્તસ્રાવનું દરદ
**રત વા** ન. નાનાં બાળકોને થતો રોગ, સ્ત્રીનો રોગ
**રત સોસ** ન. રક્ત શોષણ
**રતાસ-રતાંસ** ન. લાલાશ
**રતો** વિ. લાલ
**રતો ચોડ** વિ. લાલચોળ
**રતો મતો** વિ. રાતો માતો
**રતો સિખ** વિ. બહુ લાલ
**રતો રણ** ન. તપતું રણ, શૂન્યપણું
**રધણું-રંધણું** ક્રિ. રાંધવું
**રધીંધલ** વિ. રાંધનાર
**રધેલ** વિ. રાંધેલ
**રન** ના. રાંડ, 'રન, મૂંહેરા કુળવ'
**રનણું** ક્રિ. રાંડી નાખવું

**રન પુતર** ન. રાંડનો દીકરો,
'રનપુતર કાં રા પુતર'
**રનાપો** ન. રંડાપો
**રનું** ના. બ. રાંડો
**રનેલ** વિ. રંડેલ
**રફૂટ** ના. ઝીણી માટી
**રફૂડો** વિ. કાદવવાળો
**રબ** ના. રાબ
**રબક થબક** વિ. જેવા તેવા
**રબડીઓ-રબડો** વિ. રાખ જેવો
**રબકુક** ન. ઘૂંટડો રાબ, જમણ
**રબૂપ** વિ. નકામો
**રબાબ** ન. સારંગી જેવું એક વાજિંત્ર
**રબ્બ** ન. ભગવાન
**રમજુ** ન. રમજાનમાં જન્મેલો-મુસ્લિમ નામ
**રમઢોલ** ન. એક ઢોલ
**રમણ ભમણ** ન. વેર વિખેર, વેરાન
**રમાણ** ના. સોનાની છોલની રજ
**રલી** ના. ગોદડી
**રલો** ન. ગોદડું
**રવ** ન. વેગ
**રવા** અ. કબૂલ
**રવાઈચો** ન. વલોણી
**રવાડી** ના. રથયાત્રા
**રવૈયો** ન. રિવાજ
**રવો** ન. સોજી
**રસણું** ક્રિ. આંબવું
**રસમ** ના. રીતરિવાજ
**રસમ વે** ના. રસમનો ચોપડો
**રસંધલ** વિ. આંબનાર
**રસાડણું** ક્રિ. પ્રાપ્ત કરાવવું, પહોંચાડવું
**રસી** ના. દોરડી
**રસો** ન. રાંધણું
**રસોટી** ના. શરીર પર ઊપસતો ગઠો
**રંગ** અ. શાબાશ
**રંગ રખે** ક્રિ. ભૂ. સરસ કામ કર્યું
**રંગી રાજા** ન. અનેક રંગી ભગવાન 223
**રંઙ** ન. રંગ
**રંઙણું** ક્રિ. રંગવું
**રંઙાટ** ન. રંગવાનું કામ
**રંઙાયણું** ક્રિ. રંગાવવું
**રંઙારો** વિ. રંગનારો
**રંઙીંધલ** વિ. રંગનાર
**રંઙેલ** વિ. રંગેલ
**રંજ** ન. મનદુઃખ
**રંધણું** ક્રિ. રાંધવું

**રંધો** ન. લાકડું છોલવાનું સુતારનું ઓજાર, કમરનો ભાગ, ગરમી જેવો ઊંટનો રોગ

**રંધોણું** ન. રાંધણીયું

**રંભ** ના. રાંપ, જમીન સરખી કરવાની કુરીઓમાં રહેલી ધારદાર લોઢાની પટ્ટી

**રંભણું** ક્રિ. ગાયનું ભરાડવું

**રંભો રાડ** ના. રાડો રાડ, ગુલશોર

**રા** ન. રાઓ, તળાવ (ઘલ રા) વિ. મોટા (રા કોટીંભા)

**રાઈ** ના. તળાવડી

**રાગણું** ક્રિ. લીંપવું

**રાગી** વિ. ગાનાર

**રાગીંધલ** વિ. લીંપનાર

**રાગેલ** વિ. લીંપેલ

**રાગો** ન. લીંપણ

**રાજક** ન. અન્નદાતા

**રાજાણું** વિ. રાજા જેવો

**રાડીઓ** વિ. રાડો કરનાર, ગામમાં સાદ ફેરવનાર, સાધુની જાત

**રાડો** ન. ઝગડો

**રાણી મંઢો** ન. રાણીઓનો વહીવંચો, રાણીઓને જ માગનાર

**રાત ઢકુયો** વિ. છાનોમાનો

**રાત વિરાત** અ. રાતના અણુધાર્યા વખતે, હિંદી–રાત બિરાત

**રાતૂણું** વિ. ગઈ રાતનું

**રાતોરાત** અ. રાતે ને રાતે

**રાફુ** ન. સાપનું દર

**રાફો** ન. નખ પડી જાય, પરુ વહે એવો કોઢ જેવો ઊંટનો રોગ

**રાભ** વિ. એદી, અશક્ત

**રામકી** ના. સાધુની સ્ત્રી

**રામરામી** ના. ગળામાં પહેરવાનું સ્ત્રીઓનું ઘરેણું

**રામાણાં** ન. બ. આનંદ મજ્જત

**રાય–રાંય** ના. ધાનનો ઢગલો

**રાયડો** ન. ડુલડી જાતનું રમું

**રા–રસ્તો** ન. રાજમાર્ગ

**રાવ** ના. ફરિયાદ

**રાવર** ન. એક જાત, વહીવંચો

**રાવરો** વિ. દરબારી

**રાસ** અ. દુરસ્ત

**રાસ–વા** અ. રાસ એટલે દૂર

**રાસાડા** ન. બ. નકામા આંટા ફેરા

**રાસી** વિ. હલકી

**રાસુડો** ન. રાસડો

**રાં** ના. બે પગ વચ્ચેનો ભાગ
**રાંકરા-ડા** વિ. રાંક
**રાંકાસ** ન. રાક્ષસ
**રાંકોડ** ના. રાંકડા
**રાંગ** ના. ગઢની બાજુનો સાંકડો માર્ગ
**રાંજેડા** ન. કૂવાના તળીઆનો ખાડો
**રાંધ** ના. રમત
**રાંધિયાર** વિ. રમતિયાળ
**રાંધીકડા-રાંધીકા** ન. રમકડું
**રાંપી-રાંપડી** ના. ચામડું ઊખેળવાનું મોચીનું ઓજાર
**રાંય** ના. હાયકારો, 'રાંય પઈ;' ધાનનો હલ્લો, 'રાંય ઝલી'ધી કેતરો, જેં મેં માપ પેઓ!
**રિંભ્યા** ના. રાખ
**રિગણું** ક્રિ. કરગરવું
**રિગંધલ** વિ. કરગરનાર
**રિજક** ન. અન્નજળ
**રિજણું** ક્રિ. રીઝાઈ જવું સિદ્ધ થવું
**રિજાયણું** ક્રિ. રીઝું કરવું
**રિજેલ** વિ. રીઝેલ
**રિઢ** ના. ઘેટી
**રિઢડી** ના. નાની ઘેટી
**રિઢાર** ન. ઘેટાં ચારનાર
**રિણુકણું** ક્રિ. બેસવું રણકવું
**રિણુકાર** ન. રણુકાર
**રિણુકો** ન. રણુકો
**રિદ્ધ સિદ્ધ** ના. રિદ્ધિ સિદ્ધિ
**રિયા** અ. વાજબી
**રિયાલ** ન. જંગબારનો જૂનો સિક્કો
**રિંજકો** ન. રિજકો
**રી** ના. તળાવડીનું ઠૂંઠું રૂપ
**રીજણું** ક્રિ. ખુશ થવું
**રીજાયણું** ક્રિ. પ્રે. ખુશ કરવું
**રીડ** ના. ચીસ
**રીસાણું** ક્રિ. રીસાવું, ક્રિ. ભૂ. રીસાઈ ગયો
**રીસાર** વિ. રીસાળ
**રીંગણું** ન. વેંગણ
**રુઅણુ** ન. રુદન
**રુઈ** ના. કંઈક વાટવા માટેનો પથ્થર-ઓરસિયો, મોસમ, ઝડી
**રુક** ન. પોલાદ
**રુકાવટ** ના. રોકાણ
**રુકો** ન. રાજનો હુકમ, હક્ક
**રુખ** ના. ભાવ, ચહેરો
**રુખો** વિ. લૂખો
**રુગો** અ. માત્ર, 'રુગી ભાભાસી'
**રુચણું** ક્રિ. ગમવું
**રુચન્યું-રુચંધું** વિ. ગમે એવી

**રુડણું** ક્રિ. લોટવું
**રુડંધલ** વિ. લોટનાર
**રુડચો ખુડયો** વિ. રડયોખડયો
**રુત** ના. ઋતુ
**રુતો** વિ. મંડી પડયો હોય એવો
**રુતો ખુતો** વિ. પડયો પાથર્યો
**રુધો** વિ. રોકાયેલો, 'હથ રુધો આય'
**રુથું** ક્રિ. ભૂ. રડયો
**રુપો** ન. રૂપું
**રુમ** ન. મોટા ગઠી
**રુલણુ** ન. રખડપટ્ટી
**રુલણું** ક્રિ. રખડવું
**રુલાયણું** ક્રિ. પ્રે. રખડાવવું
**રુલેલ** વિ. રખડેલ
**રુસણું** ક્રિ. રોષ કરવો
**રુંગ** ના. માથું
**રુંગ લે** વિ. ઉકળતું
**રુંઢ મુંઢ** વિ. જાડો પાડો
**રૂ-રૂહ** ન. જીવ
**રૂજ** ના. રૂઝાઈ જવું તે
**રૂજણું** ક્રિ. રૂઝવું
**રૂજેલ** વિ. રૂઝાઈ ગયેલ
**રૂમ સામ** ન. દમાસ્કસ
**રૂં** ન. રૂંવાડું
**રૂંખડો** ન. નાના બાળકને સતાવતું સ્વપ્નું
**રૂંગારો** ન. બાઈઓનું રુદન
**રૂંગો** ન. આંસુ, રડવું તે
**રૂંછાર-લૂંછાર** ના. ઝીણા વાળ
**રૂંરૂં** ન. રોમે રોમ
**રે** અ. વિના 'રે સુના'
**રેઆણુ-રયાણુ** ન. મેળાવો
**રેખડિયારો** વિ. દાંતમાં સોનાની રેખાવાળો
**રેખું** ના. બ. રેખા
**રેચ** ન. જુલાબ
**રેજી** ના. સોનું કાળવાની નાળ
**રેજો** ન. કપડાનો કટકો
**રેટો** ન. કાળા રંગની પછેડી
**રેઢિયાર** વિ. જેનો કોઈ ધણી ન હોય એવો, નધણિયાતો
**રેઢો** વિ. રક્ષણ વગરનો
**રેત** ન. રેતી
**રેફ** ના. નિશાન અક્ષર પર લાગતી રની નિશાની
**રેલ** ના. રેલો
**રેવ** ના. ધાતુની વસ્તુને સાંધવી તે
**રેવણું** ક્રિ. ધાતુને સાંધવી
**રેવેલ** વિ. સાંધેલ
**રેસો** ન. ઝીણું
**રેણુ** ના. ધાતુના વાસણને સાંધવું તે
**રેણાક** ન. રહેઠાણ

**રેમ-રેમ** ના. દયા
**રેંકડી!** ના. નાની ગાડી
**રેંકડો** ના. કચ્છી ઢબનું ગાડું
**રેંજી પેંજી** વિ. બ. જેવા તેવા
**રેંચું** ના. બ. ઝીણું ધાન
**રોહિસ** ન. એક સુગંધી ઘાસ
**રોજી** ના. ગુજરાન
**રોજી થીણું** ક્રિ. પ્રાપ્ત થવું" હથ રોજી ન આં'
**રોઠ** વિ. સખત
**રોઠી** વિ. ભાંગે નહિ એવી (સોપારી)
**રોઠો** વિ. શુષ્ક, સખત
**રોઠો** ન. કડીઓ વાળી લાકડી, કડિયાળી
**રોપ** ન. છોડ
**રોપણું** ક્રિ. સ્થાપવું, વાવવું
**રોપીંધલ** વિ. વાવનાર
**રોપેલ** વિ. વાવેલ
**રોયડા** ન. બ. કરા
**રોયડો** ન. કંઈક વાટવા માટેનો ગોળ પાણો
**રોલો** ન. વિક્ષેપ, લબાણ
**રોસ** ન. પણ, રોષ
**રોડ** ના. નીચેનો કચરો
**રોડ ખોડ** ના. કચર પેટી
**રોડણું** ક્રિ. મૂંડવું, બે હાથે એકઠું કરવું
**રોડો** ન. કચરો
**રોફ** ન. રુઆબ
**રોંક** ના. ધમકી, ઝટકી
**રોંક ટોંક** ના. રોકાણ
**રોંકણું** ક્રિ. રોકવું
**રોંકીંધલ** વિ. રોકનાર
**રોંઢો** ન. બપોર પછીનું થોડુંક ખાવું
**રોંભ** ના. રહમ, દયા
**રોંસણું** ક્રિ. રહેંસવું
**રોંસીંધલ** વિ. રહેંસનાર
**રોંસો** વિ. રહેંસી નાખનાર
**રૌ** ના. જુલમ, 'રૌ રખે'
**રવાણુ** ના. મેળાવો
**રવો** ક્રિ. ભૂ. રહ્યો

## લ

**લઈ** ના. એક જાતનું ઊંચું ઝાડ 'લઈ ચડઈ આસમાન'
**લઈ ગિનણું** ક્રિ. શોધી લેવું
**લઈ વિઝણું** ક્રિ. મટી જવું, મળી આવવું
**લઉ-લૌ** ના. લેહ
**લક** ન. ડુંગર
**લકડા** ન. બ. લાકડાં
**લકડી** ના. લાકડી
**લકભ** ન. ઈલકાબ

**લકી જા** ન. બ. લકકી ડુંગરના પાણી
**લકીર** ના. રેખા, લા-સાની વ્હેન લકીર
**લખ** વિ. લાખ
**લખણ** ન. લક્ષણ
**લખપસા** ન. બ. અમુક પ્રકારનું દાન, લાખપસા
**લખ લાનત** ના. લાખ લ્યાનત
**લખ લૂંટ** વિ. બેશુમાર
**લખાયણું** ક્રિ. બ. બનાવવું
**લખી** વિ. લક્ષાધિપતિ
**લખું લેખે** વિ. ઘણા
**લખેસરી** ન. લક્ષાધિપતિ
**લગર વગર** અ. ચીથરેહાલ
**લગ** અ. નજદીક
**લગડી** ના. કટકી
**લગણું** ક્રિ. લાગવું
**લગત** ના. ઝોડ ઝપાટ
**લગન** ન. લગ્ન
**લગલગાણી** ના. ખોટી વાતોથી કુસંપ કરાવવો તે
**લગાણું** ન. ખાજ લાગવી તે
**લગલ** વિ. લાગેલ
**લછ** ના. લક્ષ્મી
**લજણું** ક્રિ. મળી આવવું
**લજ લજાણી** ક્રિ. વસ્તુ શોધી લાવવા બદલનું ઈનામ
**લજ** ના. લાજ
**લજાણું** ક્રિ. લજવું. વિ. લજવનારો
**લજામણી** ના. અડકતાં શરમાઈ જાય એવી વનસ્પતિ
**લજાયણું** ક્રિ. લજાવવું
**લટઈ** સં અલિ
**લટકણ** ન. લટકતું હોય તે
**લટકણું** ક્રિ. લટકવું
**લટક સલામ** ન. દૂરથી સલામ
**લટકા મટકા** ન. બ. નખરાં
**લટણું** ક્રિ. પલટી જવું
**લટાકો** ન. લહેકો
**લટાપટા** ન. બ. ખુશામતના ચાળા
**લટાર** ના. ટહેલવું તે
**લટિયર** વિ. સુંદર બાલવાળો, રૂપાળો
**લટુડા પટુડા** ન. બ. ખુશામતના ચાળા ચવલા
**લટૂંબ** અ. ભરપૂર
**લટ્યા** સં. ઓ વહાલા !
**લઠ** ના. લાકડી
**લઠપઠ** વિ. ધીંગો પડખો
**લઠાઈત** વિ. લાઠીનો ફેરવનાર
**લઠો** વિ, ધીંગો

લડ ના. ઊચાળો
લડણું ક્રિ. નીકળી જવું; ભાર ભરવો
લડાણું ન. ઊચાળાનો સામાન
લડાયણું ક્રિ. દૂર કરવું
લદી ના. ભારની ગાંઠડી
લદીંધલ વિ. ભાર ભરનાર
લડુ ન. લાડુ
લડો ન. ઊચાળાનો માલ
લડો લડાણું ન. ઊચાળો વગેરે
લદણું ક્રિ. વાટવું
લદ્દાર ના. ઝપાટો
લણ્ણુ ના. વણવું
લત ના. લાત
લત ડીણી ક્રિ. પગપર ઊભા રહીને ચંપી કરવી
લતાડણું ક્રિ. લાતથી ખૂંદવું
લતાડેલ વિ. ખૂંદેલ
લથા ક્રિ. ભૂ. ઊતર્યો, મટી ગયું
લથા ક્રિ. ભૂ. મળી આવ્યો
લપઈ ના. લાપસી
લપટણું ક્રિ. લપેટવું
લપણુ ના. તમાચો
લપન છપન ન. આડી અવળી વાતો
લપાટ ના. તમાચો
લપેટો ન. વીંટો
લપોડ સંખ ન. વાતો કરનારો નકામો
લફણું ક્રિ. ઊડવું
લફુંધલ વિ. ઊડનાર
લફાકો ન. લાંબો લહેકો
લફાયણું ક્રિ. ઉડાવવું
લબક ઝબક સા. જરાક ચમક
લબાચો ન. ઘણો સામાન
લબાડ વિ. નકામી વાતો કરનારો
લભણું ક્રિ. મળી આવવું
લભેલ વિ. મળી આવેલ
લમ કનું વિ. લાંબાકાનવાળો, ગધેડો
લમ ટંગો વિ. લાંબા ટાંગાવાળો
લમડો વિ. લાંબો
લમું વિ. લાંબો, દૂર
લર ન. ઢળી જવું તે
લરકાયણું ક્રિ. ઢલાવવું ખૂણ્ડું
લરકો ન. નમી પડવું તે
લરણું ક્રિ. ઢળ ખાવો
લરમાં વિ. કૂવડ
લવજ ન. બોલ
લવર મુછો વિ. ઊગતી મૂછવાળો
લવાસો ન. અલ્પ
લવો વિ. મશ્કરો
લસ ન. માલ

**લસરકો** ન. ચસરકો
**લસાઈ** ના. લીસાપણું
**લસો** વિ. લીસો
**લસો લિપટ** વિ. તદ્દન લીસો
**લસોડણું** વિ. ચાટવું
**લંગરણું** ક્રિ. લંગર નાખવી
**લંગરેલ** વિ. લાંગરેલ
**લંગો** ન. ઢોલ—શરણાઈ વગાડનાર એક જાત
**લંઘણુ** ન. લાંઘણુ
**લથણો** વિ. ભૂખ્યો
**લંભ** ન. એક નકામું ઘાસ 'અંધી ઘોડી લંભ લણે'
**લંભ જી પાડ** ના. જેનું મૂળ ઊંડું નથી એવું ઘાસ
**લંભૂસ** વિ. લાંબો
**લા—લાય** અ. માટે
**લાઈ** ના. લાહી
**લાઈધલ** વિ. ઉતારનાર
**લાઓ લાઓ** વિ. ઘણું ઊંડું (પાણી)
**લાખા સાઈ** વિ. લાખાના સમયના
**લાખિયો** ન. લાલ રંગનો બળદ
**લાખે જો પોર** ન. પ્રભાતનો પહોર લાખો ફૂલાણી પ્રભાતના સમયે સુવર્ણનું દાન કરતો હતો
**લાખેવારા પેઢા** ન. બ. એક એક કાંડલા જેટલો ખોરાક ખાઈ જાય એવી લાખા ફૂલાણીના વખતની લોક કથા છે.
**લાખો** ન. શરીર પરનું લાલ ધાબું-લાખું
**લાખો** ન. લાલ રંગનો માનવી
**લાગ** ન. જોઈતી તક
**લાગટ** અ. હમેશ
**લાગત** ના. લાગો
**લાગ લાગટ** અ. રોજ રોજ વારે વારે
**લાગારી** આ. પહોળા પાંખીઆ વાળી લુહારની સાણસી
**લાગાઈ લાગિયો** ન. લાગો લેનારો
**લાગા બંધી** ના. દરરોજનું બાંધિલું
**લાગુ** અ. પાસે, બંધબેસતું
**લાગુઠો** વિ. ઠીક બેસાડેલું
**લાગુડો** ન. છૂપું ઠેકાણું
**લાગો** ન. હમેશનો હક
**લાચરા** ન. બ. થર પારકરમાં થતાં નાનાં તરબૂચની લાચરી

**લાજમ** અ. યોગ્ય, વાજબી
**લાટ** વિ. ઉત્તમ, ઊંચો
**લાટો** ન. ગડ્ડી
**લાડક** ન. અણુવર
**લાડી** ના. નવવધૂ
**લાડીલો** વિ. આગળો
**લાડો** ન. વરરાજા
**લાડ઼ી** ના. લુગડાનું ચીથરું
**લાડ઼ીચબો** વિ. ચીથરાં ચાવનાર પશુ, લવલવાટ કરનાર
**લાણુ** ના. લહાવો 'લાણુ સૈં લપણુ'
**લાણુ લાણુ** ના. એક જાતની બોલ-બેટ જેવી રમત
**લાણી** ના. કોઈ વસ્તુ ઘેર ઘેર વહેંચવી તે
**લાત** ના. કૂકડાની બાંગ
**લાથો** ક્રિ. ભૂ. ભટાક્યો, દૂર કર્યો
**લાફાલોડ઼** ના. વધુ પડતી વિપુલતા
**લાફો** ન. તમાચો
**લાબડ઼ ચરો** વિ. લબાડ
**લાભ** ન. કોઈ ગણતરીનો પહેલો શુકન વંતો શબ્દ
**લા-મકાન** વિ. મકાન વિનાનો
**લાય** ના. આગ, અ. માટે ક્રિ. આ. ઉતાર
**લાયણું** ક્રિ. ઉતારવું
**લાયો** ક્રિ. ભૂ. ઉતાર્યો
**લાર** ના. લાળ, હાર
**લારી** ના. સાળનું આડું લાકડું, વાણાને ધકેલવાનું
**લારીઆ** વિ. પાછળ પાછળ ચાલનાર —— 231
**લારો** ન. મધલાળ, લાલચ
**લારો લાર** અ. હારો હાર
**લાલચોડ** વિ. ઘણો લાલ
**લાલ પાલ** ના, લાડ ચાગ
**લાલ સુરક** વિ. તદ્દન લાલ
**લાલા** ન. બ. આનંદના સમય
**લા-વતન** વિ. વતન વિનાનો
**લાવધી** વિ. કેડો ન મૂકે એવો, નીલજો
**લાવરી** ન. રતાળુ, ગાજર
**લાવ લાવ** અ. ઊંડાં પાણી
**લાવો** ન. ઘેટાં પરથી ઊન કાતરવાનો સમય, લહાવો
**લાસ** અ, ખલાસ, લાશ
**લાસર** વિ. છૂટકો ન કરે એવો, લબાડ
**લા—સા** ન. મહત્વ, 'લા ન કો સા' કચ્છની એક લોકકથાનાં પાત્રો
**લા-સાની** વિ. જેની કોઈ બરોબરી

ન કરી શકે એવો
**લાસી** ન. સારી ચાલ વાળો ઘેડો
**લાંગ** ના. ધોતિયાનો છેડો પાછળ ખોસવો તે, ધોતિયું પહેરનારને હલકા નામે બોલાવવાનો શબ્દ
**લાંગાય** ન. એક જાત
**લાંગેર** ના. હાર
**લાંધો** ન. પરાણે કરવો પડતો ઉપવાસ
**લાંઠ** વિ. કઠોર, નકામો
**લાંઠોડ** વિ. નકામા
**લાંઢણું** ક્રિ. મહેનતનું કામ કરાવવું; 'પિરઢ લાંઢણું'
**લાંઢરિયો** ન. એક જાતનો સાપ
**લાંદીંધલ** વિ. હેરાન કરનાર
**લાંપડી** ના. એક વનસ્પતિ-ઊંટને ખાવાની
**લાંસણું** ક્રિ. હેરાન કરવું
**લિઈ** અ. અલિ,
**લિક** ના. છુપાઈ રહેવાનું સ્થળ
**લિક ચુપ** અ. છાનામાના
**લિકણું** ક્રિ. છુપાઈ જવું
**લિક ભૂચાણી** ના. બાળકોની એક રમત
**લિકંધલ** વિ. સંતાઈ જનાર
**લિકાણુ** ના. છૂપું સ્થાન
**લિકાઈધલ** વિ. છુપાવનાર
**લિકાયણું** ક્રિ. છુપાવવું
**લિકેલ** વિ. છુપેલ
**લિકો** ક્રિ. ભૂ. છુપાઈ ગયો
**લિખ** અ. જરાક
**લિખખન** વિ. જરાક જેટલું
**લિખ ચુખ** અ. જરે જરી
**લિખત** ન. લખત
**લિખમી** ના. લક્ષ્મી
**લિખ લિખ** ન. લખતા રહેવું તે
**લિખણું** ક્રિ. લખવું
**લિખાઈધલ** વિ. લખાવનાર
**લિખાયણું** ક્રિ. પ્રે. લખાવવું
**લિખાલિખ** વિ. બધું જ
**લિખાવટ** ના. લખવાની પદ્ધતિ
**લિખેલ** વિ. લખેલ
**લિગરાઈ** ના. નીલજાઈ
**લિગરો** વિ. કેડો ન મૂકે એવો, નીલજો, ચીકણો
**લિગાઈ** ના. નીલજાઈ
**લિગો** વિ. નીલજો
**લિચક** ના. કમર લચકી જવી તે
**લિચકણું** ક્રિ. લચકવું
**લિછ** ના. જરાક

**લિદ** ના. લાદ
**લિતો** વિ. ખરડાયલો
**લિતો પિતો** ન. જરાક સંબંધ
**લિફ** ના. નકામી વાતો
**લિફેરો** વિ. નકામી વાતો કરનાર
**લિબ** ના. મોઢાની લાળ
**લિબચરો** વિ. લાળને ચાટી જનાર
**લિબરો-લિબો** વિ. મોઢામાંથી લાળ વહેતી હોય એવો
**લિયાજ** ના. શરમ
**લિયો** વિ. લીટો
**લિસો** વિ. લીસો
**લિવકણું** ક્રિ. ચસકા પડવા
**લિવકા** ન. બ. ચસાકા
**લિવતી** ના. લપ, બકબકાટ
**લિસ** ના. થકવી નાખવું તે
**લિક** ન. અંગ
**લિંબણુ** ન. લીંપણ
**લિંબણું** ક્રિ. લીંપવું
**લિંભીયલ** વિ. લીંપનાર
**લિંભલ** વિ. લીંપેલ
**લી** ના. રેખા, સીમા, 'લાખે વારી લી'
**લીયો** ન. લીટો
**લીક-લીકો** ના. ન. લીટો
**લીખ** ના. ચેલાનું ઈંડું
**લીખીયા** ન. કાંસકો
**લીટ** ના. શેડો, લાળ
**લીંબુ** ન. લીંબુ
**લીર** ના. ચીંથરી
**લીરા લીરા** ન. બ. ચીથરે ચીથરાં
**લીલાયણું** ક્રિ. લીલું દેખાવું, ઝૂલવું
**લીંગો** ન. ચીથરું
**લુકમું** ન. કોળીઓ
**લુખ** ના. લૂ
**લુગડ** વિ. લબાડ
**લુછ** ના. બળતરા
**લુછણુ** ન. ઝંખના, બળાપો
**લુછણું** ક્રિ. ઝંખવું
**લુછંયલ** વિ. ઝંખનાર
**લુડણું** ક્રિ. ઝૂલવું
**લુડ** ન. ડહોળું પાણી
**લુડક** ન. આંસુ
**લુર** વિ. લુચ્ચો
**લુરાઈ** ના. લુચ્ચાઈ
**લુલર** ના. ગુલાબી ફૂલો વાળું ઘાસ
**લુચર** વિ. બદમાશ
**લુંઆં** ન. બ. લૂસકાં, એક જંગલી મેવો
**લુંઆંરા** ન. બ. રૂંવાડાં
**લૂણ** ન. નીમક
**લૂણગોરી** ના. વરરાજા પાછળ

મીઠું ભરેલી કળશલી વગાડતી કન્યા
**લૂણી** ના. એક વનસ્પતિ, 'લૂણી પ્રો કે તાણે વઈં', એક ગામ
**લૂતરીઆ-લૂતેડા** ન. નાનું ગૂમડું
**લૂલાટ** ન. બ. કાલાવાલા
**લૂલી** ના. જીભ, લંગડી
**લૂં** ના. લેંડ
**લે** ન. વહાણનો એકભાગ, લગની
**લેકર** ન. લક્ષણ
**લેખણ** ના. કલમ
**લેખણું** ક્રિ. ગણવું
**લેખાવટી** ન. લેખું જાણનાર
**લેખીંધલ** વિ. ગણનાર
**લેખે લગણું** ક્રિ. સફળ થવું
**લેખેલ** વિ. ગણેલ
**લેખો** ન. હિસાબ
**લેટણું** ક્રિ. લેટવું
**લેટો** ન. અજ્ઞાન
**લેણદેણ** ન. લેવુંદેવું
**લેફી** વિ. ચીકણી
**લેસ** ન. શ્લેષ્મ-શરદી, રેશમી કિનારી
**લેકો** ન. લહેકો
**લેર** ના. લહેર
**લેરી** વિ. લહેરી
**લેલો** ન. એક પંખી
**લેસો** ન. ચોરસો
**લેંઢ** ના. મોઈ-દાંડીઆનો બીજો આંકડો, વકાઢ-લેંઢ
**લૈ** ના. એક ઊંચું ઝાડ
**લો** ન. લોઢું
**લોકા** અ. લોકોથી
**લોકાઇ** ના. ગૂડાવાળ
**લોચ** ના. બળતરા, જૈન વિધિથી વાળનું લોચન
**લોચણું** ક્રિ. ઝંખવું
**લોચંધલ** વિ. ઝંખનાર
**લોટીઓ** ન. માટીનો લોટો
**લોઠો** ક્રિ. ભૂ. ખીજાયો, વઢયો
**લોઠ** ના. હીંચકો
**લોડણું** ક્રિ. ઝુલાવવું
**લોડીંધલ** વિ. ઝુલાવનાર
**લોડો** ન. હિલોળો
**લોડ** ના. કબર
**લોડણું** ક્રિ. ભોગવવું, 'લિખ્યો તી લોડીઆં'
**લોઢ** ન. પાણીનું મોટું મોજું રાંપમાં બેસાડવાનું લાકડું
**લોઢી** ના. લોઢાની તાવડી
**લોથ** ના. લાશ
**લોધ** ના. શિકાર, માછલીઓ મારવી તે
**લોધી** વિ. શિકારી

